શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા નં. ૪૮

# હિંદુ રાજ્યવ્યવસ્થા

[ હિંદુ યુગમાં હિંદુસ્તાનમાંના રાજબંધારણનો ઇતિહાસ ]



કર્તા,

પ્રોફેસર કે. પી. જયસ્વાલ. એમ. એ.;

અનુવાદક,

ચંપકલાલ લાલભાઈ મહેતા,

બી. એ., એલએલ. બી.

મુંબાઈ. ૪



કિંમત એક રૂપિયો.

# પ્રસ્તાવના

આસરે વીસેક વર્ષ થયાં હિંદુસ્તાનમાં રાજબંધારણમાં ફેરફાર કરવાની તથા તેને લોકલાગણી અને લોકમાગણીને અનુરૂપ બનાવવાની મોટી મોટી વાતો થયા કરે છે અને તે અંગે ચાલતી ચર્ચામાં કેટલીક વેળાએ એમ પણ પ્રતિપાદન કરવા પ્રયત્ન થતો આવ્યો છે કે આર્યસંસ્કૃતિના ઉત્થાન કાળથી માંડી બ્રિટિશોના આવાગમન સુધી સુવ્યસ્થિત રાજપદ્ધતિ અથવા રાજનીતિ જેવું કંઇ પણ તત્વ આ દેશના લોકોની જાણમાં નહોતું અને તેઓ તો માત્ર તત્ત્વજ્ઞાનની વાતોમાં રચ્યાપચ્યા રહેતા. આ વિચાર કેટલો ભૂલભરેલો છે તે આ પુસ્તકમાં આપેલી માહિતીથી સહજ જણાઈ આવશે.

સંસ્કૃત સાહિત્યના વિશાળ ક્ષેત્રમાંથી અનેકવિધ માહિતી અત્રે એકઠી કરેલી છે. વિષયનું ગાંભીર્ય ધ્યાનમાં રાખી ભાષા જેમ બને તેમ સહેલી કરવા પ્રયત્ન કર્યો છે છતાં કંઇ ખામી જણાય તો વાચકવર્ગ દરગુજર કરશે.

મૂળ કર્તા મી. કે. પી. જયસવાલ એમ. એ.; એમણે પોતાના પુસ્તકનો અનુવાદ કરવા આપેલી પરવાનગી માટે તેમનો આભાર માનવો યોગ્ય જ છે.

ખેતવાડી મેનરોડ, મુંબઈ.<br>આશ્વિન, શરદપૂર્ણિમા.<br>સંવત ૧૯૮૯.

ચંપકલાલ લાલભાઈ મહેતા

# શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળાનો

# ઉપોદ્‌ઘાત.

સુરતના વતની અને ધંધાર્થે મુંબાઇનિવાસી સ્વર્ગવાસી શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસે તા. ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૭૭ ને રોજ વીલ કર્યું છે. તે અન્વયે પ્રથમ સને ૧૮૮૦ માં રૂ. ૨૦૦૦ સોસાઇટીને મળ્યા એવી શરતથી કે તેના વ્યાજમાંથી સામાજિક સુધારો થાય એવાં પુસ્તકો તૈયાર કરી છપાવવાં.

સદરહુ વીલથી શેઠ હરિવલ્લભદાસે અમુક પ્રસંગ બન્યા પછી બાકી રહેલી પોતાની તમામ મિલ્કત, પુસ્તક પ્રચારને માટે સોસાઈટીને અર્પણ કરેલી છે. તે અન્વયે ૧૮૯૪ માં રૂ. ૧૮૦૦૦) ની સરકારી નોટો સોસાઇટીને મળી છે. આ રીતે કુલ રૂ. ૨૦૦૦૦) નોટો પુસ્તક તૈયાર કરાવવા તથા તે પ્રસિદ્ધ કરાવવા માટે સદરહુ વિદ્યાવિલાસી અને પરોપકારી ઉદાર ગૃહસ્થ તરફથી મળી છે. તેમાંથી આજપર્યંત નીચેનાં પુસ્તકો 'શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસ ગ્રંથમાળા' તરીકે પ્રસિદ્ધ થયાં છેઃ—

(૧) કયી કયી નાતો કન્યાની અછતથી નાની થતી જાય છે, તેનાં કારણો તથા સુધારો કરવાના ઉપાય વિષે નિબંધ ... ... ... ૦—૭—૦

(૨) માને શિખામણ ... ... ... ૦—૬—૦

(૩) નીતિ મંદિર ... ... ... ... ૦—૧૨—૦

(૪) બાળલગ્નથી થતી હાનિ ... ... ... ૦—૬—૦

(૫) પુનર્વિવાહ પક્ષની પૂરેપૂરી સોળેસોળ આના ફજેતી ૦—૫—૦

(૬) ભોજન વ્યવહાર ત્યાં કન્યાવ્યવહાર... ... ૦—૪—૦

(૭) ધાર્મિક પુરૂષો ... ... ... ... ૦—૪—૦

(૮) ઉદ્યોગી પુરૂષો ... ... ... ... ૦—૪—૦
(૯) બેન્જામીન ફ્રાંકલીન ... ... ... ૨—૦—૦
(૧૦) બોધક ચરિત્ર ... ... ... ... ૦—૪—૦
(૧૧) સદ્‌વર્તન ... ... ... ... ૨—૦—૦
(૧૨) રઘુવંશ કાવ્ય ... ... ... ... ૧—૦—૦
(૧૩) જાવજી દાદાજી ચોધરીનું જીવનચરિત્ર ... ૦—૨—૦
(૧૪) ગુજરાતનો પ્રાચીન ઇતિહાસ ભા. ૧ લો ... ૧—૦—૦
(૧૫) ,, અર્વાચીન ,, ભા. ૨ જો ... ૧—૮—૦
(૧૬) નીતિ સિદ્ધાંત ... ... ... ... ૧—૦—૦
(૧૭) ફ્રાન્સિસ બેકનનું જીવનચરિત્ર ... ... ૧—૪—૦
(૧૮) શેઠ હરિવલ્લભદાસ બાળગોવિંદદાસનું જીવન ચારિત્ર... ... ... ... ... ૦—૬—૦
(૧૯) પરોપકાર ... ... ... ... ૦—૧૨—૦
(૨૦) ઢોરનું ખાતર ... ... ... ... ૦—૪—૦
(૨૧) જગતનો અર્વાચીન ઇતિહાસ ... ... ૨—૦—૦
(૨૨) કિરાતાર્જુનીય કાવ્યનું મૂળ સાથે ગુજરાતી ભાષાન્તર ... ... ... ... ૧—૮—૦
(૨૩) વિવિધ પ્રકારના હુન્નરોપયોગી તેજાબો ... ૦—૧૨—૦
(૨૪) વાનિંશ ... ... ... ... ૧—૦—૦
(૨૫) જીવનનો આદર્શ ... ... ... ૦—૧૨—૦
(૨૬) કીર્તિ કૌમુદી ... ... ... ... ૦—૧૨—૦
(૨૭) શિશુપાળ વધ—પૂર્વાર્ધ—(સર્ગ ૧ થી ૧૦) ... ૧—૮—૦
(૨૮) હિન્દુસ્તાનમાં ઇંગ્રેજી રાજ્યનો ઉદય... ... ૦—૬—૦
(૨૯) રસાયનશાસ્ત્ર ... ... ... ... ૦—૧૨—૦
(૩૦) બ્રિટિશ હિન્દુસ્તાનનો આર્થિક ઇતિહાસ ભાગ ૨ જો ... ... ... ... ૦—૧૨—૦
(૩૧) જાપાનની કેળવણી પદ્ધતિ ... ... ૦—૧૨—૦

(૩૨) શિશુપાળ વધ–ઉત્તરાર્ધ–( સર્ગ ૧૧ થી ૨૦ ) ૧—૦–૦
(૩૩) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૧ લો ... ૦–૧૨–૦
(૩૪) ખગોળ વિદ્યા ... ... ... ... ૦–૧૨–૦
(૩૫) લેન્ડોરના કાલ્પનિક સંવાદો ભા. ૨ જો ... ૦–૧૨–૦
(૩૬) માનસશાસ્ત્ર ... ... ... ... ૧—૦–૦
(૩૭) શિક્ષિત આર્ય સંતાનોનું આરોગ્ય ... ... ૧—૦–૦
(૩૮) સહકાર પ્રવૃત્તિ... ... ... ... ૦–૧૨–૦
(૩૯) ઇંગ્રેજી રાજ્યબંધારણ ... ... ... ૧—૦–૦
(૪૦) ઉદારમતવાદ ... ... ... ... ૦–૧૨–૦
(૪૧) સચિત્ર શારીરવિદ્યા ... ... ... ૧—૦–૦
(૪૨) હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ–પૂર્વાર્ધ... ... ૧—૦–૦
(૪૩) હિંદ તત્ત્વજ્ઞાનનો ઇતિહાસ–ઉત્તરાર્ધ ... ૧—૦–૦
(૪૪) બંગાળી સાહિત્યનો ઇતિહાસ ... ... ૧—૦–૦
(૪૫) સંરક્ષણવાદ ... ... ... ... ૦–૧૨–૦
(૪૬) હિંદી સાહિત્યનો ઇતિહાસ ... ... ૧—૦–૦
(૪૭) ઉપનિષદ્ વિચારણા ... ... ... ૧—૦–૦
(૪૮) હિંદુ રાજ્યવ્યવસ્થા ... ... ... ૧—૦–૦

ગુ. વ. સોસાઈટી,
**અમદાવાદ.**
તા. ૨–૧૦–૧૯૩૩.

**હીરાલાલ ત્રિ. પારેખ.**
**આસિ. સેક્રેટરી.**

# અનુક્રમણિકા.

## ભાગ ૧ લો.

## ભાગ ૨ જો.

## રાજસત્તા તથા સામ્રાજ્ય પદ્ધતિ.

# હિંદુ રાજવ્યવસ્થા

## પ્રકરણ ૧ લું

### વિષયમર્યાદા અને સાધનો.

આ પુસ્તકમાં હિંદુ રાજવ્યવસ્થાનાં કેટલાંક મુખ્ય લક્ષણોની સમાલોચના કરવા ધાર્યું છે. હિંદુ જાતિએ રાજ્ય તથા રાજદ્વારી વ્યવસ્થાની મહાન અને ભિન્ન ભિન્ન પદ્ધતિના પ્રયોગો અજમાવી જોયા છે. એના રાજબંધારણની પ્રગતિનો સંપૂર્ણ ઇતિહાસ ઘડવાની સ્થિતિએ આપણે હજી પહોંચ્યા નથી, છતાં એને લગતી કેટલીક અગત્યની બીનાઓ તથા સિદ્ધાંતોનું નિરીક્ષણ કરવાનું લાભકારક નીવડશે.

આપણે હેઠળ દર્શાવેલા વિષયોની ચર્ચા કરીશું:—

(૧) વૈદિક સમયનું સાર્વભૌમ મંડળ,

(૨) વૈદિક સમયનું ન્યાય મંડળ,

(૩) હિંદુ પ્રજાતંત્ર ( ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી),

(૪) હિંદુ રાજાધિકાર ( વૈદિક સમયથી ઈ. સ. ૬૦૦ સુધી),

(૫) જાનપદ અથવા સામ્રાજ્ય સભા, તથા રાજધાનીનું પૌર મંડળ ( ઈ. સ. પૂ. ૬૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૬) હિંદુ રાજસત્તાનું પ્રધાન મંડળ ( ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૭) હિંદુ રાજસત્તામાં ન્યાય વ્યવસ્થા ( ઈ. સ. પૂ. ૭૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૮) કર ( ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી ),

(૯) હિંદુ સામ્રાજ્ય પદ્ધતિ (ઈ. સ. પૂ. ૧૦૦૦ થી ઈ. સ. ૬૦૦ સુધી), અને

(૧૦) હિંદુ રાજબંધારણની પરંપરાની પડતી તથા પુનર્જીવન.

આ બાબતોને લગતી માહિતી માટેનાં સાધનો હિંદુ સાહિત્યના વિશાળ ક્ષેત્ર ઉપર, એટલે વૈદિક, શિષ્ટ તથા પ્રાકૃત સાહિત્યમાં તથા દેશના શિલાલેખો તેમજ મુદ્રાવિદ્યાનાં દફતરોમાં વેરાયલાં પડેલાં છે. વળી સુભાગ્યે હિંદુ રાજનીતિ શાસ્ત્રને લગતા થોડાક મૂળ ગ્રંથો આપણને ઉપલબ્ધ છે. હિંદુ સમયના હિંદુસ્તાનમાંના અસંખ્ય રાજનીતિ નિપુણોએ લખેલાં પુષ્કળ પુસ્તકોમાંથી જે બચવા પામ્યાં છે તેમાંનું કૌટિલ્યનું અર્થશાસ્ત્ર (ઈ. સ. પૂ. ૩૦૦) મુખ્ય છે. એમાં મૌર્ય વંશના શરૂઆતના રાજાઓએ સામ્રાજ્ય ઉપર અમલ ચલાવવા માટે જે નિયમોનો સ્વીકાર કર્યો હતો તેનું એકીકરણ કરવામાં આવ્યું છે. એ પુસ્તકમાં એની પૂર્વે લખાએલા અઢાર ઓગણીસ ગ્રંથોનો આધાર બતાવવામાં આવેલો હોવાથી ઘણે ભાગે એ અને બીજા અનેક ગ્રંથો ઉપરથી કૌટિલ્યે પોતાનું પુસ્તક તૈયાર કર્યું હશે. એ સિવાય અન્ય સ્થળે બીજાં પુસ્તકોનાં નામો સૂચવવામાં આવ્યાં છે. દાખલા તરીકે હિંદુ રાજનીતિ શાસ્ત્રનો ટુંકો ઇતિહાસ મહાભારતમાં આપવામાં આવ્યો છે. તે ઉપરાંત તેમાં ગૌર શિરાસનું નામ આવે છે. આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં આદિત્યનું નામ છે. આવા સંખ્યાબંધ ગ્રંથકર્તાઓનાં નામો ઉપરથી એવું સૂચન થાય છે કે કૌટિલ્યના સમય પહેલાં સૈકાઓ સુધી રાજનીતિશાસ્ત્રનો અભ્યાસ હિંદમાં થતો, અને જે સમયે કલ્પસૂત્રો હજી અધુરાં હતાં તે પહેલાં એ શાસ્ત્ર સર્વમાન્ય થયું હતું. આવી રીતે જાણવામાં આવેલા આધારભૂત ગ્રંથો એક પછી એક ફક્ત વીસ વીસ વર્ષને અંતરે તૈયાર થએલા માનીએ તો હિંદુ રાજનીતિશાસ્ત્રને લગતું સાહિત્ય ઈ. સ. પૂ. ૬૫૦ થી શરૂ થએલું ગણી શકાય. આ હકીકતને ઈ. સ. પૂ. ૬૦૦ અગાઉના જાતકોમાંથી અનુમોદન મળે છે. તેમાં અર્થ એટલે

અર્થશાસ્ત્રને, સકળ પ્રશ્નોના માર્ગદર્શન માટે મુખ્ય શાસ્ત્ર તરીકે ગણ્યું છે.

અમલ ચલાવવા માટે વ્યાવહારિક જ્ઞાન આપનારાં તથા રાજકીય ઉપપત્તિનાં પુસ્તકો મૂળમાં દંડનીતિ અથવા અમલ ચલાવવાના સિદ્ધાંત તથા અર્થશાસ્ત્ર અથવા પ્રજાસત્તાક રાજતંત્રના નિયમો એ નામે ઓળખાતાં. કૌટિલ્ય અર્થની વ્યાખ્યા માણસ જાત, એટલે માણસ જાતથી વસાએલો પ્રદેશ એવી કરે છે, અને જણાવે છે કે અર્થ ( પ્રજાસત્તાક રાજતંત્ર ) ના નિયમો પ્રદેશ હસ્તગત કરવા તથા તેમાં ઉમેરો કરવાના ઉપાયોને લગતા છે. ઉશનસનો ગ્રંથ દંડનીતિ ને નામે તથા બૃહસ્પતિનો ગ્રંથ અર્થશાસ્ત્રને નામે ઓળખાયો હતો. એ ગ્રંથો હિંદુ શિષ્ટ સમયમાં ઘણી ખ્યાતિ પામ્યો હતો. એમ માનવામાં આવતું કે દંડનીતિનો કર્તા પ્રજાપતિ હતો. એ વિશ્વકોષ તરીકે ગણાતા ગ્રંથ માટે મહાભારતમાં ઉલ્લેખ છે. વળી એ વિષયને કેટલાકો **રાજશાસ્ત્ર** અથવા રાજકર્તાઓ માટે નિયમ અને **રાજધર્મ** અથવા રાજકર્તાઓ માટે કાયદા એ નામે ઓળખે છે. મહાભારતના શાન્તિપર્વમાં એ વિષયની ચર્ચા આમાંના બીજે નામે કરવામાં આવી છે. સામાન્ય રીતે પ્રાચીન ગણાતાં પુસ્તકો ઉપર મહાભારત આધાર રાખે છે.

પાછળથી અર્થ અને દંડ એ શબ્દોને બદલે નીતિ અને નય શબ્દોનો ઉપયોગ થવા લાગ્યો. કામન્દક પોતાના પદ્ય પુસ્તકને નીતિસાર કહે છે. જે ગ્રંથ શુક્રએ લખેલો એમ માનવામાં આવતો તે ગ્રંથ તેની અગાઉના કોઈ વિશેષ ખ્યાતિ પામેલા ગ્રંથની શોધિત આવૃત્તિ હોય એમ લાગે છે. કદાચ ઉશનસની દંડનીતિને આધારે તૈયાર થએલો એ ગ્રંથ પણ નીતિસાર ( શુક્ર નીતિસાર ) ને નામે ઓળખાય છે. રાજકુંવરોની તથા રાજ્યનીતિમાં જ નિપુણ થવા ઇચ્છનારાઓની શરૂઆતની કેળવણી માટે વાર્તારૂપે રાજનીતિ વિશે

પંચતંત્રમાં ચર્ચા કરવામાં આવી છે. એ પુસ્તકમાં આવાં સાહિત્ય માટે નય-શાસ્ત્ર શબ્દ યોજ્યો છે.[1]

---

૧. રાજનીતિ રત્નાકરમાં લેવામા આવેલા ઉતારા ઉપરથી કોઇ નારદીય રાજનીતિ નામનું પુસ્તક અસ્તિત્વમા હોવાનું જણાય છે. ( રાજનીતિ રત્નાકરનો ઉપોદ્ઘાત જુઓ, ૧૯૨૪, પા: ૫ )

મહાભારત (સભાપર્વ) માં નારદ રાજનીતિશાસ્ત્રના અધ્યાપક તરીકે દેખા દે છે, પણ એને વિશે કામન્દકને માહિતી હોય એમ જણાતું નથી. એ ઉપરથી કદાચ નારદીય છઠ્ઠા સૈકા અગાઉ અને કામન્દકની પછી તૈયાર થયું હોય.

જોલી અને વિન્ટરનિટ્ઝ ( જોલીનું અર્થશાસ્ત્ર ૪૯ ) કહે છે તેમ કામન્દક આઠમા સૈકામાં થઇ ગયો હોય એમ કહી શકાય નહિ. એ મહાભારતના કરતાં અગાઉ લખાયલું છે અને તેને માટે હેઠળનાં કારણો છ: (૧) મહાભારતમાં તેને વિશે ઉલ્લેખ આવે છે; (૨) મહાન ઋષિઓએ તૈયાર કરેલો અર્થશાસ્ત્રનો જે ગ્રંથ મહાભારત લખાયું ત્યારે ગુમ થયો હતો તે ઉપર દર્શાવ્યા પ્રમાણે કામન્દકે ઉપયોગમાં લીધો હતો, (૩) ગુપ્ત સમયમાં લખાએલું હોય એવી તે પુસ્તકની સાધારણ શૈલી ( સરખાવો નારદ સ્મૃતિ ) ( જુઓ નારદની નાણાં વિષયક પ્રવૃતિ જે પંજાબ સુધી પ્રચારમાં આવી હતી અને જેમાં દીનાર માટે ઉલ્લેખ છે ), (૪) ભવભૂતિ જે સમયે થઇ ગયો તે સમયની ચોક્કસ હકીકતથી આપણા અનુમાનને વિશેષ પુષ્ટિ મળે છે. મહામહોપાધ્યાય ગણપતી શાસ્ત્રી પોતાના અર્થશાસ્ત્રમાં ( ૨. ઉપોદ્ઘાત પા. ૭ ) માં સપ્રમાણ પુરવાર કરે છે તેમ ભવભૂતિને આ ગ્રંથની માહિતી હતી. ભવભૂતિ ( આઠમા શતકનો પ્રથમ અડધો ભાગ ) પહેલાં થોડાક સૈકા ઉપર કામન્દકે પોતાનું પુસ્તક પ્રસિદ્ધ કર્યું હશે. મહાભારતમાંનાં પ્રમાણો ઉપરથી એ મોડામાં મોડો ઇ. સ. ના પાંચમા સૈકામાં થઇ ગયો હોય એમ લાગે છે. એ વહેલામાં વહેલો તંત્રાખ્યાઇકાના સમયમાં થઇ ગયો હોય કારણ એ ગ્રંથમાં એને માટે કંઇ નિર્દેશ નથી. અર્થશાસ્ત્ર તથા કામન્દક વચ્ચેનો કાળ લાંબો છે, કારણ અર્થશાસ્ત્રમાં ચર્ચાયલા કેટલાક વિષયો તથા બાબતો કામન્દકના સમયમાં એટલાં પુરાણાં થઇ ગએલાં કે તે છોડી દેવામાં આવેલાં એટલુંજ નહિ, પણ અર્થશાસ્ત્રમાં દર્શાવ્યા ન હોય એવા પ્રમાણભૂત ગ્રંથો એ વચગાળામાં તૈયાર થયા હતા.

હિંદુ ધર્મશાસ્ત્રના અભ્યાસની માફક હિંદુ રાજનીતિ શાસ્ત્રનો અભ્યાસ મુસલમાની રિયાસતમાં ચાલુ રહ્યો હતો. જાણીને આશ્ચર્ય થશે કે ચંદેશ્વર મિત્ર–મિશ્ર તથા નીલકંઠ જેવા નિબંધકારો એટલે ધર્મ-શાસ્ત્રીઓએ પણ હિંદુ રાજનીતિશાસ્ત્ર ઉપર ગ્રંથો રચ્યા છે, જેવા કે રાજનીતિ–રત્નાકર, વીર–મિત્રોદય રાજનીતિ અને રાજનીતિ-મયૂખ. હિંદુ સત્તાની પડતીના સમયમાં લખાએલાં આ પુસ્તકો પુરાણોમાંના રાજનીતિ-શાસ્ત્રને લગતા વિભાગોના વર્ગમાં મુકી શકાય. નિબંધકારોમાં તેમજ પુરાણોમાં કાંઈ મૌલિકતા નથી. કેટલાક ખ્યાતિ પામેલા ગ્રંથકર્તાઓનાં પુસ્તકોમાંથી કેટલાંક પ્રકરણોનો ઉતારો પુરાણો કરે છે. દાખલા તરીકે, અગ્નિ પુરાણમાં પુષ્કર[1] નામના કર્તાના ગ્રંથમાંથી ઉતારા આપ્યા છે. મુસલમાની સમયના હિંદુ ન્યાયશાસ્ત્રીઓ પ્રાચીન સામગ્રીઓ એકઠી કરવા ઉત્સુક જણાય છે; અને બીજી રીતે જાણવામાં ન આવેલા આધારભૂત ગ્રંથોમાંથી તેમણે લીધેલા ઉતારાને લઈ એમના ગ્રંથો ઘણા કિમતી ગણાય છે. નિયમિત રીતે લખાએલા ગ્રંથો કરતાં ઓછી અગત્યનાં સાધનસામગ્રી ધર્મસૂત્ર અને ધર્મ-શાસ્ત્રના રાજકર્તાઓ માટેના કાયદાના પ્રકરણમાં મળે છે. એ પ્રકરણમાં ધર્મશાસ્ત્રીઓએ ચર્ચેલા રાજબંધારણને લગતા નિયમો હોય છે.

---

ગુપ્ત સમયમાં ચંદ્રગુપ્ત મૌર્ય વિશેના દંતકથા સજીવન થએલી જણાય છે. રાજારાણીઓ પોતાના પુત્રનાં નામ (ત્રણ વખત) એનાં નામ ઉપરથી પાડે છે. ગુપ્ત વંશમાંજ એકાદ ચંદ્રગુપ્તના અમલ દરમિયાન લખાએલા પોતાના નાટકમાં વિશાખદત્ત એને વિષ્ણુ સાથે સરખાવે છે (ઇન્ડિયન એન્ટિક્વરી, ૧૯૧૩, પા. ૨૬૫). કૌટિલ્યમાંના ચંદ્રગુપ્તના કાયદા સચોટ રીતે નારદ સ્મૃતિમાં ઉતારી લેવામાં આવ્યા છે. ચંદ્રગુપ્તનું અર્થશાસ્ત્ર પદ્યમાં છે અને કામન્દકીય નીતિસારમાં તેનો અનુવાદ કરવામાં આવ્યો છે.

૧. વિષ્ણુ ધર્મોત્તર (૨) માંના રાજનીતિશાસ્ત્ર ઉપરના સંવાદમાં પુષ્કરે ભાગ લીધેલો જણાય છે. કદાચ એ કોઇ કાલ્પનિક પુરુષ હતો. એણે કંઇ ગ્રંથ લખ્યાનું જણાતું નથી.

મધ્યયુગમાં બહાર પડેલા જુદાજ વર્ગના ગ્રંથોની અવગણના કરીશું નહિ. એમાંના બૃહસ્પતિ સૂત્રના નાનક સૂત્રના રૂપમાં અર્થશાસ્ત્રનું સાહિત્ય આપવામાં આવ્યું છે. જે રૂપમાં તે ઉપલબ્ધ છે તે રૂપમાં એ પુસ્તક મધ્ય ... થયું હોય એમ લાગે છે, છતાં એમાંના કેટલાક ભા... ગ્રંથોને આધારે લખાયા છે. એ જ પ્રમાણે ઈ. સ. ની ... થઈ ગએલા સોમદેવે રચેલો નીતિ વાક્યામૃત ગ્રંથ સૂત્રરૂ... ગ્રંથ પણ પ્રાચીન સમયની આધારભૂત સામગ્રીની સહાયથ... છે. એમાંનાં સૂત્રો સામાન્ય રીતે અવતરણો છે. એ સૂત્રો... વચનોનાં અમૃતરૂપે વાસ્તવિક રીતે ઓળખાય છે.

નૈતિક તથા રાજદ્વારી બાબતો વિશેના ગ્રંથોને[2] ગણતરીમાંથી દૂર રાખ્યા છે. દાખલા તરીકે, શિવાજી ... સમયના મહાન પાઠ્ય પુસ્તક તરીકે ગણાએલા રામદાસે લખેલા તથા ગુરૂગોવિંદસિંહનાં હિંદી પુસ્તકો[3] જેવા અનેક ગ્રંથો લક્ષણ બાબત ભિન્ન મત પડે. એમાં દર્શાવવામાં આવેલ ચોખ્ખા રાજદ્વારી વિચારોને ધાર્મિક શ્રદ્ધામાં ઉન્મત થ... ગૂઢ અને બિન રાજદ્વારી વિચારો ગણી કહાડે એટલા કાગ... ગ્રંથોને હાલ છોડી દેવાનું યોગ્ય લાગે છે.

---

૨. આ વર્ગના ગ્રંથોમાં વાચસ્પતિ મિશ્રના રાજધર્મનો ઉ... છે (રાજનીતિ રત્નાકરનો ઉપોદ્ઘાત જુઓ પા. ૨૩). નીતિ... ઉપરનું ભાષ્ય આ વર્ગમાં ઉમેરવા હરકત નથી. (સને ૧૪૯... નકલ કરવામાં આવી હતી પરંતુ એની રચના સાલ એ પહે... જોઈએ.) શાસ્ત્રોક્ત ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ જ ભાષ્યકાર વિચાર ક... સોમદેવના મૂળ આધારભૂત પ્રમાણો દર્શાવતાં તે ખરેખર અ... સિદ્ધાંતનું નાનું સરખું એકીકરણ આપે છે.

૩. ૯૯૯ લાલે હિતોપદેશ તથા પંચતંત્ર ઉપરથી હિંદીમાં ...નામનું પુસ્તક લખ્યું હતું.

# પ્રકરણ ૨ જું

## સમિતિ

### વૈદિક સમયનું સાર્વભૌમ મંડળ

હિંદુઓના સૌથી જુના સાહિત્યગ્રંથ એટલે વેદો તપાસતાં આપણને જણાય છે કે સૌથી પ્રાચીન સમયની નોંધ રખાઇ હોય એવા સમયમાં રાષ્ટ્ર જીવન તથા પ્રવૃત્તિ લૌકિક મંડળો તથા સંસ્થા મારફત વ્યક્ત થતાં. આ પ્રકારની સૌથી મહાન સંસ્થા વૈદિક સમયના આપણા પૂર્વજોની સમિતિ હતી. આ સમિતિ સમસ્ત લોકો અથવા વિશઃ નું બનેલું રાષ્ટ્ર મંડળ હતું; કારણ આપણે 'સમસ્ત લોકો' અથવા તેને બદલે સમિતિને રાજાની વરણી અને ફરી વરણી કરતા જોઇએ છીએ. સમસ્ત પ્રજા । મંડળમાં હાજર રહેતી હોય એમ માનવામાં આવતું.

સમિતિના અધિકાર શા હતા તે આપણે જુદે જુદે સ્થળેથી એકઠા કરીશું. રાજાની વરણી કરવા જેવા સમિતિના સૌથી અગત્યના કામની નોંધ આપણે હમણાં જ કરી છે. દેશ નિકાલ કરવામાં આવેલા રાજાને તે ફરી ચુંટી કહાડી ગાદીએ બેસાડતી. આથી રાજ્યબંધારણની દૃષ્ટિએ એ સમિતિ સાર્વભૌમ મંડળ હતું. અથર્વવેદ તથા ઋગ્વેદમાં 'સામાન્ય સંમતિ' તથા 'રાજ્યની સામાન્ય નીતિ,' 'સામાન્ય આશય અને સામાન્ય વિચાર' એ સર્વ માટે પ્રાર્થના હોવાથી રાજ્યને લગતી બાબતોની ચર્ચા સમિતિમાં થતી એમ દેખાય છે.

રાજા સમિતિમાં હાજર રહેતો, અને એ પ્રમાણે તેણે હાજર રહેવું જોઇએ એમ જરૂરનું માનવામાં આવતું. ઋગ્વેદમાંના राजा न सत्यः समितीरियानः એટલે 'સમિતિમાં જતા ખરા રાજા માફક'

મધ્યયુગમાં બહાર પડેલા જુદાજ વર્ગના ગ્રંથોની આપણે અવગણના કરીશું નહિ. એમાંના બૃહસ્પતિ સૂત્રના નાનકડા ગ્રંથમાં સૂત્રના રૂપમાં અર્થશાસ્ત્રનું સાહિત્ય આપવામાં આવ્યું છે. હમણાં જે રૂપમાં તે ઉપલબ્ધ છે તે રૂપમાં એ પુસ્તક મધ્ય યુગમાં તૈયાર થયું હોય એમ લાગે છે, છતાં એમાંના કેટલાક ભાગો પ્રાચીન ગ્રંથોને આધારે લખાયા છે. એ જ પ્રમાણે ઈ. સ. ની દશમી સદીમાં થઈ ગએલા સોમદેવે રચેલો નીતિ વાક્યામૃત ગ્રંથ સૂત્રરૂપે છે. એ ગ્રંથ પણ પ્રાચીન સમયની આધારભૂત સામગ્રીની સહાયથી લખાયો છે. એમાંનાં સૂત્રો સામાન્ય રીતે અવતરણો છે. એ સૂત્રો રાજકીય વચનોનાં અમૃતરૂપે વાસ્તવિક રીતે ઓળખાય છે.

નૈતિક તથા રાજદ્વારી બાબતો વિશેના ગ્રંથોને[2] આપણી ગણતરીમાંથી દૂર રાખ્યા છે. દાખલા તરીકે, શિવાજી છત્રપતિના સમયના મહાન પાઠ્ય પુસ્તક તરીકે ગણાએલા રામદાસે લખેલા દાસબોધ તથા ગુરૂગોવિંદસિંહનાં હિંદી પુસ્તકો[3] જેવા અનેક ગ્રંથોનાં ખરાં લક્ષણ બાબત ભિન્ન મત પડે. એમાં દર્શાવવામાં આવેલા કેટલાક ચોખ્ખા રાજદ્વારી વિચારોને ધાર્મિક શ્રદ્ધામાં ઉન્મત થએલાઓ ગૂઢ અને બિન રાજદ્વારી વિચારો ગણી કહાડે એટલા કારણથી એ ગ્રંથોને હાલ છોડી દેવાનું યોગ્ય લાગે છે.

---

૨. આ વર્ગના ગ્રંથોમાં વાચસ્પતિ મિશ્રના રાજધર્મનો ઉમેરો કરવાનો છે (રાજનીતિ રત્નાકરનો ઉપોદ્ઘાત જુઓ પા. ૨૩). નીતિ વાક્યામૃત ઉપરનું ભાષ્ય આ વર્ગમાં ઉમેરવા હરકત નથી. (સને ૧૪૬૩ માં એની નકલ કરવામાં આવી હતી પરંતુ એની રચના સાલ એ પહેલાંની હોવી જોઇએ.) શાસ્ત્રોક્ત ધર્મશાસ્ત્રની દૃષ્ટિએ જ ભાષ્યકાર વિચાર કરતો નથી. સોમદેવના મૂળ આધારભૂત પ્રમાણો દર્શાવતાં તે ખરેખર અર્થશાસ્ત્રના સિદ્ધાંતનું નાનું સરખું એકીકરણ આપે છે.

૩. લલ્લુ લાલે હિતોપદેશ તથા પંચતંત્ર ઉપરથી હિંદીમાં રાજનીતિ નામનું પુસ્તક લખ્યું હતું.

# પ્રકરણ ૨ જું

## સમિતિ

### વૈદિક સમયનું સાર્વભૌમ મંડળ

હિંદુઓના સૌથી જુના સાહિત્યગ્રંથ એટલે વેદો તપાસતાં આપણને જણાય છે કે સૌથી પ્રાચીન સમયની નોંધ રખાઇ હોય એવા સમયમાં રાષ્ટ્ર જીવન તથા પ્રવૃત્તિ લૌકિક મંડળો તથા સંસ્થા મારફત વ્યક્ત થતાં. આ પ્રકારની સૌથી મહાન સંસ્થા વૈદિક સમયના આપણા પૂર્વજોની સમિતિ હતી. આ સમિતિ સમસ્ત લોકો અથવા વિશઃ નું બનેલું રાષ્ટ્ર મંડળ હતું; કારણ આપણે 'સમસ્ત લોકો' અથવા તેને બદલે સમિતિને રાજાની વરણી અને ફરી વરણી કરતા જોઇએ છીએ. સમસ્ત પ્રજા । મંડળમાં હાજર રહેતી હોય એમ માનવામાં આવતું.

સમિતિના અધિકાર શા હતા તે આપણે જુદે જુદે સ્થળેથી એકઠા કરીશું. રાજાની વરણી કરવા જેવા સમિતિના સૌથી અગત્યના કામની નોંધ આપણે હમણાં જ કરી છે. દેશ નિકાલ કરવામાં આવેલા રાજાને તે ફરી ચુંટી કહાડી ગાદીએ બેસાડતી. આથી રાજબંધારણની દૃષ્ટિએ એ સમિતિ સાર્વભૌમ મંડળ હતું. અથર્વવેદ તથા ઋગ્વેદમાં 'સામાન્ય સંમતિ' તથા 'રાજ્યની સામાન્ય નીતિ,' 'સામાન્ય આશય અને સામાન્ય વિચાર' એ સર્વ માટે પ્રાર્થના હોવાથી રાજ્યને લગતી બાબતોની ચર્ચા સમિતિમાં થતી એમ દેખાય છે.

રાજા સમિતિમાં હાજર રહેતો, અને એ પ્રમાણે તેણે હાજર રહેવું જોઇએ એમ જરૂરનું માનવામાં આવતું. ઋગ્વેદમાંના રાજા न सत्यः समितीरियानः એટલે 'સમિતિમાં જતા ખરા રાજા માફક'

એ વચન ઉપરથી એમ અનુમાન થાય છે કે સમિતિમાં હાજર રહેવાની રાજાની ફરજ હતી, અને જો એ પ્રમાણે તે હાજર ન રહે તો તેને 'ખોટો' રાજા માનવામાં આવે. આનું તાત્પર્ય આપણે વૈદિક સમયનાં રાજ્યારોહણની ક્રિયાનું વર્ણન કરતી વખતે જોઇશું. સમિતિ હસ્તીમાં રહી ત્યાં સુધી રાજાનો સમિતિમાં હાજર રહેવાનો વહીવટ ચાલુ રહ્યો હતો. વૈદિક ગ્રંથોમાંના સૌથી છેલ્લા છાંદોગ્ય ઉપનિષદ્ (૫. ૩) માં પંચાલ લોકોની સમિતિની [ગૌતમ ગોત્રના આરૂણેય ઋષિના પુત્ર] શ્વેતકેતુએ લીધેલી મુલાકાતના વર્ણનમાં સમિતિમાં પ્રવાહણ જવલ રાજા હાજર હોવાનું જણાવ્યું છે.

મહત્વના વિષયોની વિચારણા વખતે એકઠી મળેલી સમિતિને અનુકૂળ પડે એવાં ભાષણો કરવા સભ્યો આતુર રહેતા. ભાષણકર્તા પોતાને એવો તેજસ્વી બતાવવા માગતો કે સમિતિમાં તેનાં વચન ઉથામાય નહિ. ચાલતી ચર્ચામાં વિરોધી ફાવી નહિ જાય તે માટેની અથર્વવેદમાંની (૨. ૨૭) પ્રાર્થના આ વિચારણાના સંબંધમાં હોય.

સમિતિમાં કોઈ કોઈ વેળાએ રાજદ્વારી ન હોય એવી બીજી બાબતોની ચર્ચા થતી એ બીનાને શ્વેતકેતુને લગતી ઉપરની નોંધથી સાબિતી મળે છે. છાંદોગ્ય ઉપનિષદમાં જણાવ્યા પ્રમાણે શ્વેતકેતુએ જુવાન વયે ઘણી વિદ્વતા પ્રાપ્ત કરી હતી. ચોવીસ વર્ષની ઉંમરે એણે ધાર્મિક તેમજ દાર્શનિક સાહિત્યનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદોમાં જણાવ્યા પ્રમાણે પોતાની કેળવણી પુરી કરી જુવાન શ્વેતકેતુ સમિતિ રૂબરૂ હાજર થયો હતો. એ સમિતિ પંચાલોની પરિષદ એ નામે પણ ઓળખાતી. પંચાલ પ્રજાની સમિતિમાં ક્ષત્રિય રાજા પ્રવાહણ જૈવલિ (અથવા જૈવલ) એ તત્વજ્ઞાનને લગતા પાંચ પ્રશ્નો તેને પૂછ્યા પરંતુ આપ બડાઇ મારતો શ્વેતકેતુ તેમાંના એકનો પણ જવાબ ન આપી શક્યો, એટલે એને ત્યાંથી પાછા ફરવું પડયું. એ વખતે જૈવલિએ એવી ટીકા કરી કે, 'જે કોઇ આ બાબતો જાણતો ન હોય તે કેવી રીતે કહી શકે કે હું સુશિક્ષિત

છું.' આ સંબંધમાં આપણે સમિતિને રાષ્ટ્રીય વિશ્વવિદ્યાલય તરીકે કામ કરતી જોઇએ છીએ.

ઋગ્વેદમાં સૌથી પાછળથી ઉમેરવામાં આવેલા ભાગોમાં સમિતિ સંબંધી ઉલ્લેખો છે, એ ઉપરથી આપણે એવું અનુમાન કરી શકીએ કે વૈદિક યુગના શરૂઆતના ભાગમાં નહિ પણ પાછલા ભાગમાં તેના અભ્યુદય સમયે સમિતિ હસ્તીમાં આવી હોય. ઉંચી પંક્તિનો વિવાદ, વિવાદ ચલાવવાનો અપ્રતિબદ્ધ હક્ક, બીજાઓના અભિપ્રાયને પોતાની તરફેણમાં ફેરવવા માટેની ચર્ચા ચલાવનારની આતુરતા એ સઘળા ઉપરથી એ કાળે વિદ્યાની ભારે વૃદ્ધિ થએલી હોવાનું વ્યક્ત થાય છે.

સમિતિ ઉચ્ચ સ્થિતિએ પહોંચ્યાનું એ ઉપરથી પણ જણાય છે કે સભા (જેની ચર્ચા આપણે હવે કરીશું તે) ની પેઠે સમિતિનો પણ પતિ અથવા ઈશાન પ્રમુખ હતો. જેમ કે, પારસ્કર ગૃહ્યસૂત્ર (૩. ૧૩. ૪.) ના મંત્રમાં કહ્યું છે કે 'પરિષદ્‌નો પ્રમુખ (ઈશાન) પોતાની શક્તિમાં અજીત છે.'

ઉપર જણાવ્યું છે તેમ એ સ્પષ્ટ છે કે, સમસ્ત પ્રજા સમિતિમાં હાજર રહેતી ધારવામાં આવતી, પણ પંચાલોની જે સમિતિમાં તત્વજ્ઞાનીઓ અને રાજનીતિનિપુણ પુરૂષો બેસતા હતા, તે સમિતિમાં જ્યારે શ્વેતકેતુ ગયો ત્યારે પ્રતિનિધિત્વના કંઇપણ નિયમ વિના આખી પ્રજા ખરેખર ત્યાં હાજર હોય એ ભાગ્યે જ બને એવું છે. એમ ખુલ્લું માલમ પડે છે કે વૈદિક કાળમાં પ્રતિનિધિત્વના સિદ્ધાંતની ખુબી પીછાનવામાં આવી હતી અને તેનો અનેક રીતે અમલ થયો હતો. આપણે જાણીએ છીએ કે રાજ્યારોહણની ક્રિયા વખતે શહેર અથવા ગામનો મુખી અથવા ગ્રામણી પ્રતિષ્ઠિત ગૃહસ્થ તરીકે હાજર રહેતો; એ વખતે વેપારના પ્રતિનિધિઓ પણ હાજર રહેતા. અથર્વ વેદમાંના ભારત સ્તોત્રમાં આખા દેશની સમિતિ માટે ઉલ્લેખ આવે છે તે ઉપરથી જણાય છે કે ત્યાં સમસ્ત ગામો હાજર થએલાં એમ માનવામાં આવતું. પ્રતિનિધિ ચુંટવાના કામ સારૂ આખું ગામ એકજ મંડળ ગણાતું

એ બીના સારી રીતે જાણીતી છે. શરૂઆત માનવ પોતાના ગ્રામ સાથે રખડતો ( શતપથ, ૪. ૧, ૫, ૨, ૭ ). પછીના સમયમાં ધર્મશાસ્ત્રને લગતાં પુસ્તકો ઉપરથી જણાય છે કે ‘ ગામ ’ મુકદમા લડતું અને ‘ ગામ ’ ને દંડ પણ થતો. ગ્રામ બંધારણનું મૂળ ગ્રામણી હતો. ગામ પોતાના મુખીને એટલે ગ્રામણી ને નામે ઓળખાતું. તૈતિરિય સંહિતામાં ‘ એકમત થવાની ઈચ્છાથી ’ સમસ્ત ગામ એકઠું થયાનું આપણે વાંચીએ છીએ. શરૂઆતથી નહિ તો પણ પાછળથી સમિતિના બંધારણના પાયા તરીકે ગામ ગણાતું એ નક્કી છે.

સમિતિ ઘણા લાંબા કાળ સુધી જીવંત રહી હતી. અથર્વ વેદ ( ૭, ૧૨ ) ઉપરથી જણાય છે કે વૈદિક કાળમાં સમિતિ ચિરંજીવ ગણાતી, અને પ્રજાપતિની પુત્રી તરીકે ઓળખાતી. આ ઉપરથી એમ કહી શકાય કે તે કાળે પણ એ ઘણી પ્રાચીન સંસ્થા ગણાતી હશે. ઋગવેદ, અથર્વવેદ તથા પાછળથી છાંદોગ્ય ઉપનિષદ્ ( ઈ. સ. પૂ. ૮૦૦ અથવા ૭૦૦) ઉપરથી એવી સાબિતી મળે છે કે સમિતિ ઘણા લાંબા કાળ સુધી સજીવન રહી હતી. કેટલાક સૈકા સુધી અમલ ચલાવી વૈદિક કાળના પાછલા ભાગ પછી આ સંસ્થા વધારે કાળ જીવંત રહી નહિ અને જે યુગના છેલ્લા દર્શનમાં સામ્રાજ્યો ખડાં થયાં તે યુગ સુધી ચાલુ રહી નહિ એમ પારસ્કર ગૃહ્યસૂત્ર ( ઈ. સ. પૂ. ૫૦૦ ) ઉપરથી પુરવાર થાય છે. એ સૂત્રમાં સમિતિના અવશેષ તરીકે પરિષત્ અથવા પરષત માટે ઉલ્લેખ છે ( ૩, ૧૩, ૪. ). જાતક ( ઈ. સ. પૂ. ૬૦૦ ) ના સમય અગાઉ સમિતિ અદૃશ્ય થાય છે. આ પ્રમાણે ઋગવેદના સહસ્ર સંવત્સરીના પાછલા ભાગથી શરૂ કરી આસરે ઈ. સ. પૂ. ૭૦૦ સુધીનો એટલે હજાર કે તેથી વધારે વર્ષ સુધીનો સમિતિનો જીવન ઇતિહાસ આપણને મળે છે. સામ્રાજ્યના યુગમાં સ્વાભાવિક રીતે આપણને સમિતિ માટે ઉલ્લેખ મળતો નથી, પણ સમિતિ બંધ પડ્યા પછી ઉદ્દભવેલી બીજી સંસ્થા હસ્તીમાં આવેલી જણાય છે. આ બાબત આપણને પ્રકરણ ૨૭માં વિશેષ માહિતી મળશે.

## પ્રકરણ ૩ જું

### સભા



વૈદિક કાળમાં અને ત્યાર પછીના સમયમાં રાજ્યધારણને લગતી બીજી ઉત્કૃષ્ટ વ્યવસ્થા હસ્તીમાં આવી હતી. એ સભાને નામે ઓળખાતી અને સમિતિની ભગિની, પ્રજાપતિની બે પુત્રીઓમાંની એક તરીકે કહેવાતી. એ સંસ્થા પણ લોકપ્રિય હતી અને એ સાથે સહકારથી વર્તવા માટેના અથર્વ વેદમાંના સ્તોત્ર ઉપરથી જણાય છે કે જેવી રીતે સમિતિમાં મતભેદ પડે એ માટે અણગમો દર્શાવવામાં આવતો તેવી જ રીતે સભાના સંબંધમાં પણ હતું. સભા નરિષ્ટાને નામે ઓળખાતી. સાયણ નરિષ્ટાનો ખુલાસો "તોડી અથવા ભંગ કરી ન શકાય એવો ઘણાઓનો ઠરાવ" એવો આપે છે. આ ઉપરથી ભાષણકર્તા એવી ઇચ્છા દર્શાવે છે કે 'અહીં એકઠા મળી જેઓ સઘળા બેસે છે તેઓ મારા વિચારને અનુકૂળ આવે એવું ભાષણ કરશે.' આ પ્રમાણે સભામાં છૂટથી વાદાવવાદ થતો અને સભાનો ઠરાવ સઘળાઓ બંધનકારક અને ન તોડાય એવો ગણતા. પ્રત્યક્ષ રીતે સભા સમિતિના જેટલીજ અગત્યતા ભોગવતી.

એટલું તો નક્કી છે કે એને સમિતિ સાથે સંબંધ હતો, પણ સાધનો મળે છે તે ઉપરથી એ સંબંધ ચોક્કસ રીતે કેવો હતો તેનો નિર્ણય થઇ શકતો નથી. કદાચ એ ચુંટી કહાડેલા માણસોનું હમેશનું સ્થાયી મંડળ હતું અને સમિતિની સત્તા હેઠળ કામ કરતું. શબ્દશઃ સભાનો અર્થ 'સાથે પ્રકાશ પામતા પુરૂષોનું મંડળ' એવો થતો, એટલે જેઓને એમાં બેસવા અધિકાર હતો તેઓ સઘળા તેજસ્વી હતા. એ સઘળા માટે પ્રત્યક્ષ ઉલ્લેખ અથર્વ વેદમાં છે, અને તેઓ પ્રત્યે ખાસ માન દર્શાવવામાં આવતું. સભાના પ્રમુખને સભા-

પતિ કહેતા. એમ લાગે છે કે સભામાં વૃદ્ધ પુરૂષો રહેતા. વહીવટી સત્તા ભોગવનારાં બીજાં પ્રાચીન મંડળોમાં વૃદ્ધ તથા 'પિતા'ની સભા હોવાનું આપણે જાણીએ છીએ.

સભાનો એકજ અધિકાર સ્પષ્ટ જણાય છે. તે રાષ્ટ્રના ન્યાયાધિશ તરીકે કામ કરતી. પારસ્કર ગૃહ્યસૂત્રમાં સભાને नाद ( કષ્ટ ) અને त्विष ( બલાત્કાર ) કહી છે. જેવી રીતે હમણાં ફોજદારી વિષેશણ ન્યાયાધિશને લગાડવામાં આવે છે તેમ ગુન્હેગારને કષ્ટ અને સંકટ ભોગવવાં પડતાં હોવાથી સભાને માટે એ નામો વપરાયાં હશે. શુક્લ યજુર્વેદના પુરૂષમેધમાં सभाचर ( સભામાં જનાર ) નો જાણે ન્યાયની વેદી ઉપર ભોગ આપવામાં આવતો એમ જણાવ્યું છે. વળી ઋગવેદ ( ૧૦–૭૧–૧૦ ) માં જણાવ્યું છે કે સભામાંથી યશ મેળવી પાછા ફરેલા શખસના મિત્રો આનંદી અને હર્ષિત થતા તથા તે શખસ પોતે દોષ મુક્ત થતો. સભામાં થએલાં પાપો માટે લોકો પશ્ચાત્તાપ કરતા એમ શુક્લ યજુર્વેદમાં ઉલ્લેખ છે.

જાતકમાં એક સ્મારક ચરણ જળવાઈ રહ્યું છે. તેમાં જણાવવામાં આવ્યું છે કે જે સભામાં સંતો ન હોય તે સભા ગણાય નહિ, જે લોકો ધર્મ (ન્યાય) છૂટથી આપતા નથી તેઓ ભલા લોકો નથી, અને જેઓ પોતાના જાતિવિચારો દૂર રાખે છે અને ન્યાય છૂટથી આપે છે તેઓ ભલા લોકો છે.

વૈદિક સાહિત્યમાં સભા શબ્દ જુદા જુદા અર્થમાં વપરાયો છે, જેમકે મંડપ, મકાન, સટો ખેલવાનો મંડપ અને રાજદરબાર. એ રાજબંધારણને લગતી સંસ્થા હોવાના સંબંધમાં ઋગ્વેદમાં ( ૧૦. ૭૧. ૧૦ ) પાછલા કાળનું એકજ વચન છે અને તે બાબત આપણે ઉપર નોંધ કરી ગયા છીએ. આથી સમિતિની માફક સભા પણ ઋગવેદના સૌથી પાછલા ભાગમાં હસ્તીમાં આવેલી ગણી શકાય. એણે સમિતિની સાથે સાથે લાંબુ આયુષ્ય ભોગવ્યું હતું. આપણે આગળ જોઇશું તેમ જ્યારે રાજાધિરાજના હાથમાં

સામ્રાજ્યની સત્તા એકઠી થઈ ત્યારે પણ રાજાની ન્યાય સભામાં લૌકિક મૂળનાં કેટલાંક તત્વો જળવાઈ રહ્યાં હતાં અને ન્યાયનો વહીવટ કરવામાં કેટલાંક અગત્યનાં લૌકિક લક્ષણો દસ્ય થતાં હતાં.

વૈદિક કાળમાં માત્ર સમિતિ અને સભાજ લોકમાન્ય સંસ્થા નહોતી. લોકોનાં ધાર્મિક જીવનની વ્યવસ્થા વિદથ મંડળ કરતું. એ મંડળ સમિતિ પહેલાં અસ્તિત્વમાં આવ્યાનું જણાય છે. વિદથ મંડળ રાજ્ય, સૈન્ય અને ધર્મ સંબંધના અધિકારો ભોગવતું એમ માલમ પડે છે. એથી આ મૂળ સર્વપ્રિય મંડળમાંથી સભા, સમિતિ અને સેના ઉદ્ભવી હોય. જુના કાળમાં આખી પ્રજા શસ્ત્રથી સજ્જ રહેતી. એ પ્રજા સેનાને નામે ઓળખાતી અને ખુલ્લી રીતે રાજ્યબંધારણના એક અંગ તરીકે પોતાનું કર્ત્તવ્ય કરી જતી.

સેનાને લગતી વિશેષ માહિતી હજી મળી નથી એટલે તે સંબંધી વધારે ચર્ચામાં આપણે ઉતરીશું નહિ, કારણ હિંદુ સમયના રાજ્યબંધારણના એ વિભાગ કરતાં વહીવટને લગતી વ્યવસ્થા સાથે આપણે વિશેષ સંબંધ છે.

# પ્રકરણ ૪ થું

## હિંદુ પ્રજાતંત્રનો ઉદય તથા એ માટેની હિંદુ સંજ્ઞા

છેલ્લી કંડિકામાં આપણે જોઈ ગયા તેમ વેદની પછીના યુગમાં પણ લોકોએ પોતાની સજાતીય સ્વરાજ્ય પદ્ધતિ ઉપર ચાલતી સંસ્થાઓ ચાલુ રાખી હતી. તેનું બીજું દૃષ્ટાંત હિંદુ પ્રજાતંત્ર ઉપરથી મળે છે. વેદના શરૂઆતના કાળમાં માત્ર એકાધિપત્ય મારફત દેશનો અમલ ચાલતો. પણ વેદની પછીના યુગમાં આ વિધિપૂર્વક ચાલતા રાજ્યબંધારણ કરતાં જુદો માર્ગ સ્વીકારવામાં આવ્યો હતો; અને મેગાસ્થનિસ કહે છે તેમ જુદે જુદે સ્થળે એકાધિપત્યનો ઉચ્છેદ કરવામાં આવ્યો અને પ્રજાતંત્રનો અમલ શરૂ થયો. હિંદુ રાજાધિકારની તપાસ લેતી વખતે આપણે જોઈશું તે પ્રમાણે મહાભારત પણ વૈદિક કાળમાં ફક્ત રાજાધિરાજ પ્રમાણે દેશનો વહિવટ ચલાવાતો હોવાનું જણાવે છે. ઋગ તથા અથર્વ વેદની રૂચાઓ, મહાભારતમાં દર્શાવેલા વિચાર, તથા ઇ. સ. પૂ. ચોથા સૈકામાં હિંદુસ્તાનમાં મેગાસ્થનિસને કાને આવેલી પરંપરા એ સઘળાં ઉપરથી એમ કરે છે કે રાજાધિરાજ પછી ઘણે કાળે તથા વેદના શરૂઆતના સમય પછી દેશનો અમલ ચલાવવા માટે પ્રજાતંત્રનું બંધારણ હિંદુસ્તાનમાં દાખલ થયું હતું. આ પાછલા બંધારણનો ઉલ્લેખ વૈદિક કાળના પાછલા સાહિત્યમાં, ઋગવેદના ઐતરિય બ્રાહ્મણમાં, યજુર્વેદમાં તથા તેના તૈતિરિય બ્રાહ્મણમાં છે. સગવડ તથા સ્પષ્ટતાને ખાતર, પાછલા ઇતિહાસમાં વધારે સારી રીતે જણાએલા દાખલાઓ આપ્યા પછી, આ ગ્રંથોમાં દર્શાવેલાં પ્રજાતંત્રને લગતાં રાજ્યબંધારણની તપાસ આપણે લઈશું.

રાજા વિના દેશનો કારભાર ચલાવવાનાં સ્વરૂપવાળાં હિંદુ રાજ્યો, હિંદુ પ્રજાના રાજ્યબંધારણના ઇતિહાસમાં અગત્યનું સ્થાન રોકે છે. માટે આપણે તેની ચર્ચા કરવામાં ખાસ ધ્યાન રાખીશું.



# પ્રસ્તાવના

જીવમાત્રનું અંતિમ ધ્યેય તો પરમાત્માના અંતરમાં વિલીન થઈ જવાનું છે. આ ધ્યેયને સિદ્ધ કરવા આપણા દેશના અનેક માનવોએ કપરી સાધના કરી છે અને અંતે પરમ પદને પામ્યા છે. વંદનીય એવી વિભૂતિઓનાં જીવનની ઝાંખી કરાવવાનો આદેશ જ્યારે 'જનકલ્યાણ'ના સંપાદક 'પુનિતપદરેણુ' તરફથી મળ્યો ત્યારે મને ભારે સંકોચ થયો હતો. સંકોચ થવાનું આ કારણ હતું: 'આ મહાપુરુષોના જીવનની ઝાંખી કરાવવાની મારી ગુંજાશ કેટલી?' શ્રી 'પુનિતપદરેણુજી'એ પ્રોત્સાહન આપ્યું અને ભક્તોનાં જીવનને સ્પર્શતું સાહિત્ય પણ પૂરું પાડ્યું. એ સાહિત્ય પણ વાંચવા માંડ્યું અને વળી એ પ્રતીતિ થવા લાગી કે ભક્તોના જીવન, કથન, આચાર અને આસ્થાનાં મૂળ પકડવા આસાન નથી. ઈશ્વરને મેળવવા ઈશ્વર જેવા થવાનું કહેવામાં આવે છે. ભક્તને સમજવા હૃદય ભક્તનું હોવું જોઈએ એવું પણ કહેવામાં આવે છે. પણ એથી એકદમ ભક્ત બની જવાતું નથી. વાચન-મનનના પરિણામે એ શ્રદ્ધા બેઠી કે ભકતોનાં જીવન તો અત્યારના સંઘર્ષના જમાનામાં ઊકળી રહેલા જીવોને સાંત્વન આપે એવાં છે. ઇતર મનુષ્યોને માટે પ્રેરક છે, પુનિત છે.

શ્રી 'પુનિતપદરેણુ'નો આદેશ, આ દૃષ્ટિએ, હેતુપૂર્વકનો છે એમ માની સ્વીકારી લીધો અને એ જ હેતુને લક્ષમાં રાખી ભકતોની વાતો લખવાનો યથાશક્તિ પ્રયાસ કર્યો છે. આ પ્રયત્ન પાછળનું પ્રેરક બળ 'પુનિતપદરેણુ' તરફથી મળ્યું છે. હું એમનો ઋણી છું.

'જનકલ્યાણે' પૂરી પાડેલી સામગ્રીએ અને 'કલ્યાણ'નાં પ્રકાશનોએ આ કાર્યમાં મને ઘણી સહાયતા કરી છે. ઋણસ્વીકાર કરી એમના પ્રત્યે આભારની લાગણી વ્યક્ત કરું છું.

'વૈશ્વાનર'ના તંત્રી શ્રી પ્રેમલાલભાઈ મેવચા, ભાઈ સુધાંશુ, ભાઈ દેવજીભાઈ મોઢા મારા પરમ મિત્રો છે. આ કાર્યમાં મને એમનો પૂરો સાથ અને સહકાર મળ્યો છે. એમનો આભાર કયા શબ્દોમાં માનું? અને મારા નાનેરા ભાઈ ચિ. છગનલાલ પરમારને પણ કેમ ભૂલી શકું? બાંધવની હૂંફ તો અનોખી વસ્તુ છે જ.

મારા સ્વ૦ પુત્ર ભાઈ શાન્તુની યાદ પણ આ પ્રકાશન સમયે તાજી બને છે. મારી આળસને ખંખેરવા એ સદાય પ્રયત્નશીલ રહ્યો હતો. અને આ ચરિત્રો લખવા જેવું વાતાવરણ સર્જવામાં એનો ભોગ ઓછો ન હતો. મારા દુર્ભાગ્યે એ આજે જીવંત નથી, નહિ તો એની હરહંમેશ હસતી આંખો 'જનકલ્યાણ'માં ક્રમેક્રમે છપાયેલાં ભક્તચરિત્રોને ગ્રંથસ્વરૂપે જોઈ નાચી ઊઠત!

કાળની લીલા પણ કેવી ગહન છે! આ પુસ્તકનું પ્રાગટ્ય જેમની શુભેચ્છાને આભારી છે તે શ્રી 'પુનિતજી' મહારાજ ઓચિંતા અનંતને ખોળે પોઢી ગયા છે. એમને સાદર અંજલિ આપી મારે નતમસ્તકે પ્રણામ જ કરવાના રહ્યા.

'પ્રભુના પ્યારા'ના સત્સંગથી પ્રકાશનનો હેતુ સિદ્ધ થશે તો એને હું મારું સૌભાગ્ય માનીશ.



રામટેકરી રોડ
પોરબંદર
૨૨-૮-૬૨

જયદીશ પરમાર

# પ્રકાશકીય



'જનકલ્યાણ' માસિકની અભૂતપૂર્વ સફળતા પછી, પ્રભુકૃપાથી, પુસ્તક–પ્રકાશન–પ્રવૃત્તિને વ્યવસ્થિત ધોરણે હાથ ધરવાનું અમે નક્કી કર્યું છે. અમારા વિશાળ વાચકવર્ગની અભિલાષા આથી પૂરી થશે એવી શ્રદ્ધા છે. શક્ય એટલી ઓછી કિંમતે, શક્ય એટલું વધુ ઉપયોગી સાહિત્ય આપવાનો અમારો ઇરાદો છે.

નવસારીના સ્વર્ગસ્થ ડૉ. ભગવાનજી કલ્યાણજી નાયકની સ્મૃતિરૂપે, તેમનાં પત્ની શ્રી પાર્વતીબેન ભગવાનજી નાયક તરફથી, અમને રૂા. ૩૦૦૮નું દાન મળ્યું છે. સદ્ગત સ્નેહીજનોની સ્મૃતિને અમર બનાવવા માટે આવું સ્તુત્ય પગલું ભરવા બદલ અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

તેમની ભાવના મુજબ, ગીતાપ્રચાર, તત્ત્વજ્ઞાનપ્રસાર તથા સંતો–ભક્તો ને લોકસેવકોનાં ચરિત્રોને લગતાં પુસ્તકો આ ગ્રંથમાળામાં અનુકૂળતાએ પ્રગટ થતાં રહેશે.

પ્રસ્તુત ગ્રંથમાળામાં આજ સુધીમાં નીચેનાં પુસ્તકો પ્રગટ થયાં છે :

(૧) 'અધ્યાત્મમાર્ગદર્શન' ભાગ ૧ (ચાર આવૃત્તિ)
(૨) 'અધ્યાત્મમાર્ગદર્શન' ભાગ ૨ (ત્રણ આવૃત્તિ)
(૩) 'અધ્યાત્મ–માર્ગદર્શન' ભાગ ૩ (બે આવૃત્તિ)
(૪) 'અધ્યાત્મ–માર્ગદર્શન' ભાગ ૪
(૫) પ્રભુના પ્યારા ભાગ ૧ (ચાર આવૃત્તિ)
(૬) પ્રભુના પ્યારા ભાગ ૨ (ચાર આવૃત્તિ)

હવે પછી, અનુકૂળતા અનુસાર, બીજાં પુસ્તકો પણ પ્રગટ થતાં રહેશે.

૩૦–૧૧–૬૬ ચંદુલાલ શકરાલાલ પ્રજાપતિ

પ્ર

ઊ

ના

ખા

રા



જગદીશ પરમાર

(૧)

# ગોપાલ



એનું નામ ગોપાળ. એ ગાયો ચરાવતો હતો અને આખો દિવસ ગાયોની સાથે જંગલમાં જ રહેતો.

સીધો, સાદો, ભલો, ભોળો ગોપાળ ગામથી, સમાજથી અને સંસારથી પણ લગભગ દૂર રહી જીવન વિતાવતો.

પ્રખર પંડિતની પાસે બેસી તેણે કોઈ વખત કથાવાર્તા સાંભળી નહોતી. કોઈ એકાન્ત ખૂણે બેસી તેણે જ્ઞાનની ભૂખ ભાંગવા શાસ્ત્રોનું અધ્યયન કર્યું નહોતું. જીવનને ધરમૂળમાંથી ફેરવી નાખે એવી કોઈ ચોટ પણ તેને લાગી નહોતી.

પણ એક નાની—સામાન્ય ગણાતી સમજ માનવને ભવસાગર પાર કરવા બહુ ઉપયોગી નીવડે છે. ગોપાલના જીવનને ધન્ય બનાવે એવી એક સમજ એનામાં હતી ને તે પ્રભુના પવિત્ર નામસ્મરણમાં અખંડ વિશ્વાસ!

જંગલમાં રખડતાં, ખાતાં, પીતાં, સૂતાં, બેસતાં અહોનિશ પ્રભુના નામની એ ધૂન લગાવ્યા કરતો. એ ધૂનની લગની એને શા માટે ન લાગે? લગની લાગે એવા વાતાવરણમાં તો એ જીવતો હતો.

ઊગતો સૂર્ય એને પ્રભુના નામની યાદી આપતો. વહેતાં ઝરણાંમાં પ્રભુના નામના પાઠો થતા સંભળાતા. પંખીઓના કલરવમાં તેને હરિનામનો ધ્વનિ સંભળાતો અને એ બધા વચ્ચે અહોનિશ રહેતો ગોપાલ શ્રદ્ધાપૂર્વક હરિના નામનું સ્તવન કર્યા કરતો.

ઉંમર તો લગભગ પચાસ વર્ષની થઈ હતી. અને આ વરસો દરમિયાન નામોચ્ચારણને સીમા રહી નહોતી. તેની સાથે ગાયો ચરાવતા બીજા ગોવાળો તેની મજાક કરતા: 'ગોપાળ! વૈકુંઠે જવાની કેડી મળી કે નહિ? ક્યાંય ભગવાનનું વિમાન દેખાય છે કે નહિ?'

સંતે ગોપાલ સામે પ્રેમભરી દૃષ્ટિથી જોયું.

'જો ભાઈ! તારી ઇચ્છા હું પૂરી કરી શકીશ નહિ. છતાં નિરાશ ન થતો. તને સદ્‌ગુરુ જરૂર મળી રહેશે.'

'ક્યાં મળશે બાપજી? ક્યારે મળશે?' ગોપાળની વ્યાકુળતા વધી રહી હતી. હૃદયના ઊંડાણમાંથી એ બોલી ઊઠ્યો.

'આ રસ્તે અનેક સાધુ–મહાત્માઓ પસાર થાય છે. એમાંથી એકને તું ગુરુ ધારી લેજે. તારી જીવનનૈયા એમને સોંપી દેજે. એ તને ભવ-સાગર પાર કરી દેશે.'

આશાના ઊઘડતા ઉજાસ સામે ગોપાળ જોઈ રહ્યો. એ દૃગાદેત બની ગયો: 'સદ્‌ગુરુને હું કેમ ઓળખી શકીશ? હું તો અબુધ છું.'

ગોપાલની મુશ્કેલી સંત સમજ્યા. તેમણે ગોપાળના મસ્તકે હાથ મૂક્યો. અને ભાવથી કહ્યું:

'સાચા ગુરુનું તેજ છાનું નહિ રહે. તું જ એને ઓળખી લઈશ. જેનાં દર્શનથી તારી વાસનાઓ નષ્ટ થાય, તારામાં સાત્ત્વિક ભાવ જાગે, જેનો શબ્દ સાંભળી તને અદ્‌ભુત આનંદ થાય, જેનો ચરણસ્પર્શ થતાં જ પ્રભુપ્રેમની વીજળી તારામાં પ્રકટે એને તારા ગુરુ ગણી લેજે.'

સાંભળીને ગોપાલને પરમ હર્ષ થયો. આંખો બંધ કરી એ ગુરુની કલ્પના કરવા લાગ્યો. ભવ્ય, પ્રેમમૂર્તિ તેજ પાથરતા, ગુરુદેવ! જીવન બધું જેણે ગાયોની સેવા કરવામાં ગાળ્યું છે અને જંગલની કેડીઓ ખૂંદી છે એ ગોપાલના માનસપટ ઉપર ગુરુનું સ્વરૂપ આકાર પામ્યું નહિ. એ મૂંઝાયો. વિદાય લેતા સંતની આડો ફર્યો: 'બાપજી! મને ગુરુ મળશે?'

'હા, ભાઈ, હા; જરૂર મળશે. સાચી ભાવના કોઈની કદી અફળ નથી ગઈ.'

ગોપાળ તો હવે ગુરુને શોધે છે. ગાયો ચરાવતા એની નજર ક્યાંની ક્યાં ભમે છે. કોઈ વાર દૂર સુધી જઈ આવે છે. કોઈ વાર વૃક્ષ પર ચડી જુએ છે. કોઈ વાર ડુંગરની ધાર ઉપર ઊભો રહી પ્રતીક્ષા કરે છે. કોઈ વાર આવતા-જતા માણસોને પૂછે છે: 'આ બાજુ કોઈ સાધુ–સંત આવે છે?'

ગુરુને મેળવવા એ વ્યાકુળ બન્યો છે. એની ઊંઘ ઊડી ગઈ છે. એની ભૂખ મરી ગઈ છે. બપોરે ભાત લઈ આવતી પત્ની પ્રત્યે પણ એ બેદરકાર બન્યો છે.

બીજા ગોવાળો આ મશ્કરી સાંભળીને હસી પડતા :

'ઠાલો, મફતનો નામ સાંભળી દુ:ખી થાય છે !'

આ ટકોર ગોપાળને અસહ્ય લાગતી, પણ એ ચૂપ રહેતો. દૂર જતો રહેતો. પ્રભુનામમાં તેની શ્રદ્ધા જ એનું રક્ષણ કરશે, એને આશ્વાસન આપશે, અને શાંતિ આપશે એ વિચારે ગોપાલ બમણા ઉત્સાહથી રામ-રટણ કરવા લાગતો.

શાન્ત માણસને કનડવામાં બીજાઓને વધુ આનંદ આવે છે. ગોવાળિયાઓ રોજ ગોપાળની મજાક કરતા. એક દિવસ ત્યાંથી પસાર થતા મસ્ત સંતે આ મજાક સાંભળી અને થોભી ગયા.

ગોવાળિયાઓને કહ્યું : 'કેમ ભાઈ ! પ્રભુનામ લેવામાં દોષ છે ?'

'દોષ તો નથી એ અમે જાણીએ છીએ, પણ આ અમારો ગોપાળ ભગવાનના નામ પાછળ આદુ ખાઈને લાગ્યો છે. એક પળ પણ ભગવાનનો પીછો છોડતો નથી.'

સંતે ગોપાલ તરફ જોયું. નરી સરળતાની મૂર્તિ જેવો, પાપના વિચારથી રહિત, મેલોઘેલો ભાવિક ભક્ત સામે હતો.

સંતને તેની દયા આવી. ગોવાળને સંબોધી તેમણે કહ્યું :

'ભાઈઓ ! પ્રભુના નામનો ઉચ્ચાર કરનારની મજાક ન હોય.'

ગોવાળો સાંભળી રહ્યા.

'અગ્નિના નાના તણખા ઉપર પગ મૂકનાર દાઝી જાય છે ને ?'

'હા.' ગોવાળોએ કબૂલ્યું.

'પ્રભુનું નામ અગ્નિ-સ્વરૂપ છે. એનો સ્પર્શ થતાં મનુષ્યનાં પાપો ભસ્મ થાય છે. પાવન નામનું સ્મરણ કરનાર, અંતે મહાસુખ પામે છે.'

'આ ગોપાળ, કોઈ મહાસુખ પામ્યો હોય એવું અમને જણાતું નથી.' એક ગોવાળે હિંમત કરી કહ્યું.

'એ હજી નામસ્મરણના પ્રથમ પગથિયે ઊભો છે. એને કોઈ સાચો સદ્‌ગુરુ મળી જશે એટલે એનાં ભવબંધનોને તૂટતાં વિલંબ થશે નહિ.'

ગોવાળો સાંભળીને શાન્ત રહ્યા. ગોપાળની મજાક કરવા માટે તેઓને સંતાપ થયો. ગોપાળની ક્ષમા માગતા હોય એવો ભાવ તેમના મોં ઉપર ઊપસી આવ્યો. ગોપાલ નજીક આવી સંત-ચરણોમાં ઝૂકી પડયો:

'બાપજી ! આપ જ મારા સદ્‌ગુરુ બનો. મને દીક્ષા આપો અને સન્માર્ગે દોરો.'

સંતે ગોપાલ સામે પ્રેમભરી દૃષ્ટિથી જોયું.

'જો ભાઈ! તારી ઇચ્છા હું પૂરી કરી શકીશ નહિ. છતાં નિરાશ ન થતો. તને સદ્‌ગુરુ જરૂર મળી રહેશે.'

'ક્યાં મળશે બાપજી? ક્યારે મળશે?' ગોપાળની વ્યાકુળતા વધી રહી હતી. હૃદયના ઊંડાણમાંથી એ બોલી ઊઠયો.

'આ રસ્તે અનેક સાધુ–મહાત્માઓ પસાર થાય છે. એમાંથી એકને તું ગુરુ ધારી લેજે. તારી જીવનનૈયા એમને સોંપી દેજે. એ તને ભવ-સાગર પાર કરી દેશે.'

આશાના ઊઘડતા ઉજાસ સામે ગોપાળ જોઈ રહ્યો. એ : દ્‌ગાદંત બની ગયો : 'સદ્‌ગુરુને હું કેમ ઓળખી શકીશ? હું તો અબુધ છું.'

ગોપાલની મુશ્કેલી સંત સમજ્યા. તેમણે ગોપાળના મસ્તકે હાથ મૂક્યો. અને ભાવથી કહ્યું :

'સાચા ગુરુનું તેજ છાનું નહિ રહે. તું જ એને ઓળખી લઈશ. જેનાં દર્શનથી તારી વાસનાઓ નષ્ટ થાય, તારામાં સાત્ત્વિક ભાવ જાગે, જેનો શબ્દ સાંભળી તને અદ્‌ભુત આનંદ થાય, જેનો ચરણસ્પર્શ થતાં જ પ્રભુપ્રેમની વીજળી તારામાં પ્રકટે એને તારા ગુરુ ગણી લેજે.'

સાંભળીને ગોપાલને પરમ હર્ષ થયો. આંખો બંધ કરી એ ગુરુની કલ્પના કરવા લાગ્યો. ભવ્ય, પ્રેમમૂર્તિ તેજ પાથરતા, ગુરુદેવ! જીવન બધું જેણે ગાયોની સેવા કરવામાં ગાળ્યું છે અને જંગલની કેડીઓ ખૂંદી છે એ ગોપાલના માનસપટ ઉપર ગુરુનું સ્વરૂપ આકાર પામ્યું નહિ. એ મૂંઝાયો. વિદાય લેતા સંતની આડો ફર્યો : 'બાપજી! મને ગુરુ મળશે?'

'હા, ભાઈ, હા; જરૂર મળશે. સાચી ભાવના કોઈની કદી અફળ નથી ગઈ.'

ગોપાળ તો હવે ગુરુને શોધે છે. ગાયો ચરાવતા એની નજર ક્યાંની ક્યાં ભમે છે. કોઈ વાર દૂર સુધી જઈ આવે છે. કોઈ વાર વૃક્ષ પર ચડી જુએ છે. કોઈ વાર ડુંગરની ધાર ઉપર ઊભો રહી પ્રતીક્ષા કરે છે. કોઈ વાર આવતા-જતા માણસોને પૂછે છે : 'આ બાજુ કોઈ સાધુ–સંત આવે છે?'

ગુરુને મેળવવા એ વ્યાકુળ બન્યો છે. એની ઊંઘ ઊડી ગઈ છે. એની ભૂખ મરી ગઈ છે. બપોરે ભાત લઈ આવતી પત્ની પ્રત્યે પણ એ બેદરકાર બન્યો છે.

પત્ની લાગણીવશ બનીને પૂછે છે : 'તમને આ શું થયું છે?'

પણ ગોપાળ શું કહે? જેના હૃદયમાં અકથ્ય ભાવો ચક્રાવે ચડ્યા છે, અને જેનો આતમરામ સળવળીને જાગી ઊઠ્યો છે, એ પોતાની સ્થિતિ કઈ રીતે વર્ણવી શકે? એ અનુભવે છે અધૂરું અને અસ્પષ્ટ. સંપૂર્ણ અનુભૂતિ માટે તલખે છે. એ વલવલાટ વાચાને થંભાવે છે. માત્ર અનુભવે છે; વ્યક્ત કરી શકતો નથી. ગોપાળની આ વિચિત્ર સ્થિતિ હતી. પત્નીના પ્રશ્નની સામે એ બાઘા જેવો બની જોઈ રહે છે, સાંભળી રહે છે.

પત્ની નિરાશ થઈ ચાલી જાય છે.

ગોપાળ ગુરુને શોધે છે—આકુળ બનીને, બેચેન બનીને; વિશ્વાસથી, શ્રદ્ધાથી. અને માનવોના હૃદયની સાચી ઉત્કંઠા ધારેલી વસ્તુ મેળવી શકે છે તેમાં કોઈ સંદેહ નથી.

એક દિવસ, અલબત્ત બહુ દિવસોની સતત પ્રતીક્ષા પછી, ગોપાળે દૂરથી એક સાધુને આવતા જોયા. દર્શન થતાં જ એનું અંતર નાચી ઊઠ્યું. હર્ષથી એ પુલકિત બની ગયો.

સંતે વર્ણવેલું તેજ એ સાધુના ચહેરા ઉપર ચમકતું હતું.

'એ જ, એ જ, જેની હું રાહ જોઉં છું.'

ગુરુદેવનું સ્વાગત કરવા એ તત્પર બની ગયો.

ગુરુદેવ તો હજી દૂર હતા. તાજા દૂધથી ગુરુનો પ્રથમ સત્કાર કરવાનો ગોપાલને વિચાર આવ્યો અને એ વિચાર આવતાં જ ગાયો દોહવા બેસી ગયો. ગાય પણ ગોપાલના હૃદયમાં ઊઠતી ગુરુપ્રેમની સરવાણીઓની જેમ, અમૃત જેવા દૂધની ધારા તાંબડીમાં વરસાવવા લાગી.

ગુરુની તેજોમય મૂર્તિ નજીક આવી પહોંચી હતી.

'મહારાજ! થોભો! થોડું દૂધ પીતા જાઓ.'

લાગણીભર્યો અવાજ સાંભળી સાધુ થોભી ગયા. એક હાથમાં દૂધની તાંબડી, એક હાથમાં સદાય સાથમાં રહેતી લાકડી પકડી ગોપાલ ધસમસતો સાધુ પાસે આવ્યો : 'બાપજી! આ દૂધ પીઓ. થાક ઉતારો અને મને ઉપદેશ આપો.'

સાધુ તો આ સાદા, સરલ ગોવાળ સામે સ્નેહભરી આંખે જોઈ રહ્યા. ગોપાળે તો હવે એમનાં બન્ને ચરણો પકડી લીધાં હતાં : 'મને ગુરુદીક્ષા આપો. મને કૃતાર્થ કરો. હવે હું આપનાં ચરણ નહિ જ છોડું.'

 સાધુએ ગોપાળના ચહેરા ઉપર સરલ ભક્તિભાવની પીંછી ફરેલી

જોઈ. વિશુદ્ધ હૃદયનો વિશ્વાસ આપતી આંસુભરી તેની આંખો જોઈ. આડંબર વગરનું એનું વર્તન જોયું.

સાધુનું અંતર દ્રવી ઊઠ્યું : 'ભાઈ, ઊભો થા ! મારા પગ છોડી દે.'

'નહિ, મહારાજ ! મને દીક્ષા આપો.'

સાધુ હસ્યા : 'ભાઈ ! પહેલાં તું સ્નાન કરી પવિત્ર થા.'

'નહિ મહારાજ ! હું તો ગાયો ચરાવતાં શીખ્યો છું. સ્નાન વગેરેની ઝંઝટમાં પડ્યો નથી. મને ઉપદેશ આપો. આપનાં ચરણદર્શન પામ્યાં પછી કોઈ જાતનો વિલંબ મારાથી સહ્યો જતો નથી.'

નિયમોનાં બંધનોને તુચ્છ ગણતી પ્રેમની–ભક્તિની પ્રખર ભરતી સાધુએ ગોપાળમાં ઊભરાતી જોઈ. એ બોલ્યા :

'બહુ સારું ભાઈ ! પણ તારે એક વ્રત લેવું પડશે, દીક્ષા લીધા પહેલાં.'

'આજ્ઞા કરો, નાથ ! આજ્ઞા કરો.'

'પાળી શકીશ ?'

'હા.' ગોપાલે દૃઢતાથી કહ્યું.

સાધુ ગોપાલની સામે બેસી ગયા. તેમણે કમંડલમાંથી જળ લઈ ગોપાલ ઉપર છાંટ્યું અને કહ્યું : 'હવે તું જે ભોજન કરે તે પ્રથમ પ્રભુને આરોગાવી પછી મોંમાં મૂકજે.'

'ભલે મહારાજ ! પ્રભુને ભોગ લગાવી પછી જ ખાઈશ.'

ગોપાળે ગુરુને દંડવત્ પ્રણામ કર્યા ને પૂછ્યું :

'આપ એ તો બતાવો, જે પ્રભુને મારે ભોગ લગાવવો છે એ પ્રભુ ક્યાં રહે છે ? એમનું સ્વરૂપ કેવું છે ?'

'ભાઈ ! પ્રભુનો વાસ તો સર્વ સ્થળે છે. ને એનું સ્વરૂપ ? શું કહું ?' ગુરુ આંખો મીંચી ગયા અને જાણે એ સ્વરૂપ સાક્ષાત્ નજરે નિહાળતા હોય તે રીતે કહેવા લાગ્યા : 'ભગવાન શ્રીકૃષ્ણનું સ્વરૂપ અતિ મોહક છે. મેઘશ્યામ એમનો રંગ છે. કમળ–શાં એમનાં નેત્રો છે. પૂર્ણ ચંદ્ર જેવું તેજ તેમના મુખ ઉપર વિલસે છે. પીળાં પીતામ્બર તેમણે પહેર્યાં હોય છે. મધુર ઓષ્ટ પર ત્રિભુવનને ડોલાવે એવી મુરલી શોભતી હોય છે. એ હસે છે ત્યારે માનવીનાં જન્મજન્માંતરનાં બંધનોને તોડે છે. ને પરમ સુખ આપે છે.'

'પ્રભુ ! મને એ દર્શન ક્યારે થશે ?'

'જેવી તારી સાધના !' કહી ગુરુએ વધુમાં કહ્યું : 'તને મેં કહ્યું તે વ્રત પાળીશ તો પ્રભુ મળી રહેશે. પ્રભુકૃપા તો તારું કલ્યાણ વ્રતપાલનથી જ થશે.'

ગોપાળને પરમ આનંદ થયો. ગોપાળે આપેલું દૂધ ગુરુએ પીધું. હૃદયથી આશીર્વાદ આપ્યા અને એ રવાના થઈ ગયા.

ગોપાળે લીધેલા વ્રતની જાણ કોઈને નહોતી. સ્ત્રી ભાત લઈને આવી. આપીને રોજની જેમ ચાલી ગઈ. ગોપાલ તો પોતાના વિચારમાં મુગ્ધ હતો. ગુરુએ તેને કહ્યું હતું કે પ્રભુ તો સર્વ સ્થળે છે. એ આંખો ફાડીને, ચારે તરફ ઘૂમીને, પ્રભુદર્શનની આશા સેવી રહ્યો હતો. ગુરુએ વર્ણવેલા દયાઘન મુરલીધારીનાં એને દર્શન થતાં નહોતાં.

એનાં અંતરમાંથી અવાજ ઊઠતો હતો : 'મને દર્શન કેમ થતાં નથી ?'

'ગુરુએ કહ્યું છે.' ગુરુના કથન ઉપર તો એને અપાર શ્રદ્ધા હતી. ગુરુવાક્ય કદી અસત્ય ન હોય એવો એનો વિશ્વાસ હતો. એ મૂંઝાતો હતો : 'મને કેમ પ્રભુદર્શન થતાં નથી ?'

પ્રભુદર્શન તો ન થયાં, પણ ભાતની પોટલી મૂકીને સ્ત્રી ચાલી ગઈ હતી તે પોટલી ઉપર તેની નજર પડી.

એ પોટલી તેણે એકદમ ઉપાડી લીધી. આશા વળી જાગી ઊઠી.

એકાંત સ્થળે તેણે પોતે પોટલી મૂકી. ખાખરાનાં પાન લઈ આવી, તેની મજાની પતરાળી બનાવી. જળ છાંટી, તેને શુદ્ધ કરી, પત્ની જે જે ખાવાનું આપી ગઈ હતી તે તેણે પતરાળી ઉપર મૂક્યું અને ગુરુની આજ્ઞા પ્રમાણે બે હાથ જોડી કહેવા લાગ્યો : 'પ્રભુ ! આરોગો. ગુરુદેવની આજ્ઞા છે કે આપને જમાડ્યા પછી જે કાંઈ બચે તે મારે ખાવાનું છે.'

ગોપાલ તો ગોવિંદનું નામસ્મરણ કરવા લાગ્યો. કલાક પૂરો થયો. બે કલાક થયા. મધ્યાહ્ન ઢૂળી ગયો. સંધ્યા થઈ.

પતરાવળીમાં ભોજન જેમનું તેમ પડ્યું છે.

'દયાળુ ! જમો. મારા ઉપર દયા કરો. આપ ભોજન નહિ લ્યો ત્યાં સુધી મારાથી જમાશે નહિ. ગુરુની આજ્ઞા છે. મને ભૂખ લાગી છે.'

છતાં ગોવિંદ તો આવ્યા નહિ. ગોપાળને ભારે નિરાશા થઈ. તેની આંખો પાણીથી ઊભરાઈ ઊઠી: 'આપ નહિ આરોગો તો હું ભૂખ્યો રહીશ.'

સૂર્યનો રહ્યોસહ્યો પ્રકાશ અદૃશ્ય થયો. કાળી રાત્રિ જામી ગઈ.



ગોપાળ સ્તબ્ધ થયો : 'આ શું !'

ગુરુની વાત યાદ આવી. ભગવાને પીળું પીતામ્બર પહેર્યું હતું. મુખની મનોહરતા તો અજબ હતી. હાથમાં મુરલી અને કટિ ઉપર મેખલા શોભતી હતી. આંખોમાંથી અમૃતધાર વરસી રહી હતી અને કૃપાળુ મંદમંદ હસી રહ્યા હતા : 'ગોપાળ ! ઊઠો ! હું ગોવિંદ !'

રૂપમાધુરીમાં નહાતો ગોપાળ પ્રભુનાં ચરણોને ચોંટી રહ્યો. ચરણસ્પર્શ થતાં તો શરીરમાં વીજળીક શક્તિનો સંચાર થયો. અશક્તિ એકદમ અદૃશ્ય થઈ ગઈ. પણ એની વાચા ખૂલી નહિ. એ તો અવાક્ બની ગઈ હતી. ગોપાળ તો પ્રેમાશ્રુઓથી ભગવાનનાં ચરણ ભીંજવવા લાગ્યો.

'રડ નહિ, ગોપાળ ! પ્રેમથી પીરસેલું તારું ભોજન જમવા હું આવ્યો છું.' કહી પ્રભુએ તેને બેઠો કર્યો. ગોદમાં લીધો. તેનાં આંસુ ...તાના હાથે લૂછ્યાં. ગોપાળ તો શ્રીપ્રભુનો કરસ્પર્શ થતાં મહાસુખ પામી ...ા લાગ્યો. એને આનંદઘેલો થતો જોઈ, ભગવાને મુક્ત હાસ્ય કર્યું.

'ગોપાળ ! હું ભોજનનો ભૂખ્યો નથી, હું તો ભાવનો ભૂખ્યો છું. ...સંતોષ થાય તે માટે તારું નિવેદન કરેલું ભોજન આરોગું છું.'

એનો નિયમ હિમાલય જેવો અડગ હતો. એની શ્રદ્ધાના શ્રૃંગને કોઈ ખેસવી શકે તેમ નહોતું. ઉપવાસથી એનું શરીર કૃશ થવા લાગ્યું. આંખોનું તેજ ઝાંખું થવા લાગ્યું. ચહેરો કરમાવા લાગ્યો.

ગોપાલની હાલત જોઈ પત્ની કાળી વેદના સહન કરતી હતી :

'નાથ, આપને થયું છે શું ?'

ગોપાલ તો ગોવિંદના નામનું રટણ કરે છે.

પત્નીની પૂરી વાત પણ સાંભળતો નથી.

'હું અહીં રહીશ. ઘેર નહીં જાઉં. તમને આ સ્થિતિમાં કેમ છોડાય ?'

પત્નીનો આગ્રહ પણ સકારણ હતો. ગોપાળને આજે સત્તાવીસમો ઉપવાસ હતો રસ્તે જતા અજાણ્યા માણસના મોંમાંથી પણ અરેરાટી છૂટી જાય એવી હાલત ગોપાલની હતી. પતિને સર્વસ્વ ગણનારી પત્ની કઈ રીતે મન મનાવી ઘેર જાય ?

ગોપાલ હઠીલો બન્યો હતો. તેણે પત્નીની વાત કોઈ પ્રકારે માની નહિ. પતિની આજ્ઞા માથે ચડાવી રોતીકકળતી એ ઘેર ગઈ.

એકલા રહેલા ગોપાળે રોજની જેમ એકાંતમાં જઈને પ્રભુને ભોગ ધર્યો અને તે આરોગવા પ્રાર્થના કરી. બેસવાની તો એમનામાં શક્તિ રહી નહોતી. એ જમીન ઉપર ઢળી પડયો. આજે એના રુદનનો અંત નથી. શરીરમાં રહેલી સર્વ શક્તિ એકઠી કરી એ પ્રભુ–પ્રાર્થના કરવા માંડયો છે. તેને લાગી આવ્યું હતું કે આજની પ્રાર્થના છેવટની છે. કાં તો હરિ પોતે ભોજન આરોગવા પધારશે અથવા હરિને આરાધતો આ દેહ પડશે.

તેનું શરીર શક્તિહીન બન્યું છે, પણ નિશ્ચય–સંકલ્પ વધુ શક્તિશાળી બન્યો છે. એ બહાવરો બની પ્રાર્થના કરે છે. 'ગોવિંદ' ગોવિંદ' નામનો ઉચ્ચાર જ તેનો શ્વાસ બની રહ્યો છે- એ શ્વાસ સિવાય, હરિનામના એક રાગ સિવાય તેનામાં કશું રહ્યું નહિ. ઉત્કંઠા અતિ તીવ્ર બની. વ્યાકુળતાએ માઝા મૂકવા માંડી અને હૃદયના ઊંડાણમાં સર્વ સંસારી આવરણોને ભેદતો અવાજ, જે માત્ર હરિ જ સાંભળે તે અવાજ, બ્રહ્માંડ સુધી લહેરાવા લાગ્યો. અવાજ કરનારને પણ વિસ્મય પમાડે એવો અવાજ, ગોપાળના કંઠમાંથી 'ગોવિંદ'ના નામે પ્રકટવા લાગ્યો. પ્રભુ વાયુવેગે હાજર થયા.

કોટિ કોટિ સૌન્દર્યનું તેજ ગોપાળની આજુબાજુ પથરાઈ ગયું.

 ગોપાળની નબળી પડેલી આંખો સામે પ્રભુનું મોહક સ્વરૂપ મલકી રહ્યું.



હતા. પણ મનકોજીનું મન બહુ આનંદથી નાચતું હતું. ઈશ્વરે તેને જે આપ્યું હતું તે ઈશ્વર અર્થે વાપરી નાખ્યાનો સાત્ત્વિક આનંદ એ અનુભવતા હતા. ભોગનો આનંદ તો આનંદની માત્ર છાયા છે. સાચો આનંદ તો ત્યાગમાં છે અને એ કોઈ પ્રભુના પ્યારા જ માણી શકે છે. બોધલાજી એ આનંદની મજા માણતા હતા અને પત્ની, જ્યારે મજૂરી કરતાં થાકી જતી હતી, કંટાળી જતી હતી ત્યારે, પડખે ઊભા રહી તેને કહેતા હતા : 'દેવી ! હવે પસ્તાવો ન કરતાં, હો !'

અને બન્નેની આંખો હસી ઊઠતી. સાધ્વી સ્ત્રી પતિને હસતો જોઈને પોતાનું દુઃખ ભૂલી જતી.

દિવસો વીતવા લાગ્યા અને એકાદશીનો દિવસ નજીક આવી પહોંચ્યો. એકાદશીને દિવસે પંઢરપુર પહોંચી પ્રભુનાં દર્શન કરવાનો નિયમ મનકોજી વરસોથી પાળતા હતા. એકાદશીને દિવસે ચંદ્રભાગામાં સ્નાન કરી પ્રભુનાં દર્શન કરવાં, રાત્રે જાગરણ કરવું અને બારશના દિવસે ચંદ્રભાગાના તટ ઉપર બ્રાહ્મણને ભોજન કરાવી પાછા ફરવાનો નિયમ મનકોજીએ વર્ષોથી નક્કી કર્યો હતો. પણ હવે એ નિયમ જળવાશે કે કેમ એ

સંકોચ પામ્યા નહોતા.

તેમણે તે રાત્રે પોતાની પત્નીને બોલાવી કહ્યું હતું : 'પ્રિયે ! દેશમાં ભયંકર દુષ્કાળ પડયો છે. ભગવાન સ્વયં દરિદ્રી ને ભૂખ્યા જીવોનું રૂપ ધારણ કરી આપણી પાસેથી સાચી પૂજા માગે છે. આપણી પાસે જે કંઈ છે તે પ્રભુનું છે. પ્રભુની ચીજથી પ્રભુની પૂજા કરવામાં વિલંબ કરવો ન જોઈએ. ભૂખ્યાને અન્ન, તરસ્યાને પાણી, પશુઓને ચારો, રોગીઓને દવા અને નિરાશ્રિતોને આશ્રય આપવામાં પ્રભુની સાચી પૂજા છે.'

મનકોજીની પત્ની–મામાનાઈ નિર્લોભી અને પતિની આજ્ઞાનું પાલન કરનારી સાધ્વી સ્ત્રી હતી. પતિની આ મંગલ વાણી સાંભળી એને ખૂબ આનંદ થયો. તેણે અનુમતિ આપી ને પછી તો એ દંપતીએ હસતે મુખે, મીઠી વાણીથી, સ્નેહભર્યા વર્તાવથી દુષ્કાળપીડિતો માટે અન્નના કોઠાર ખુલ્લા મૂકયા.

કઠણ પરિસ્થિતિનો લાભ લેવા ઇચ્છતા ધનલોલુપ વેપારીઓને મનકોજી દુશ્મન જેવો લાગ્યો. સર્વવ્યાપી બનેલી દુષ્કાળની જ્વાળા ઠારવા કટિબદ્ધ થયેલો આ એકલો મનકોજી ઓધલા કોઈ ને પાગલ લાગ્યો કોઈ ને મૂર્ખ લાગ્યો; પણ ઘણાને, એ વખતે, જીવનદાતા લાગ્યો.

ચારે તરફ મનકોજીની ઉદારતાની વાતો ફેલાવા લાગી. મનકોજીના ઘર તરફ લોકોની વણઝાર શરૂ થઈ. અન્નના કોઠાર ખાલી થયા. દ્રવ્ય ખલાસ થયું. મનકોજીએ ઝવેરાત વેચ્યું, ઘરમાં રહેલું વાસણ પણ વેચ્યું અને છેવટે એ પોતે અનેકમાંનો એક બની રહ્યો ત્યાં સુધી તેણે દુષ્કાળની સામે ટક્કર લીધી.

'હવે ?' પત્નીએ પૂછ્યું.

'પૂજાની સામગ્રી ખૂટી પડી, ખરું ને ?'

એ હકીકત તો હતી જ, પણ પત્નીનો પ્રશ્ન બીજો હતો.

તેની નજરે બાળકો અને ઘરની કરુણ હાલત તરતી હતી.

'મજૂરી કરીશું.'

'તમે ?' પત્નીએ આશંકા વ્યક્ત કરી.

'હા, મહેનતનું કાર્ય તો વ્યકિતને પ્રભુની વધુ નજીક લાવે છે.

પત્નીની આંખોમાં સ્નેહનાં આંસુ ઊપસી આવ્યાં.

બીજા દિવસથી શેઠ મનકોજી ઓધલાએ જ્યારે ધામણગાંવની મમાં અને સડકો ઉપર મજૂરી કરવા માંડી ત્યારે લોકો અનેક વાતો કરતા



હતા. પણ મનકોજીનું મન બહુ આનંદથી નાચતું હતું. ઈશ્વરે તેને જે આપ્યું હતું તે ઈશ્વર અર્થે વાપરી નાખ્યાનો સાત્ત્વિક આનંદ એ અનુભવતા હતા. ભોગનો આનંદ તો આનંદની માત્ર છાયા છે. સાચો આનંદ તો ત્યાગમાં છે અને એ કોઈ પ્રભુના પ્યારા જ માણી શકે છે. બોધલાજી એ આનંદની મજા માણતા હતા અને પત્ની, જ્યારે મજૂરી કરતાં થાકી જતી હતી, કંટાળી જતી હતી ત્યારે, પડખે ઊભા રહી તેને કહેતા હતા : ' દેવી ! હવે પસ્તાવો ન કરતાં, હો !'

અને બન્નેની આંખો હસી ઊઠતી. સાધ્વી સ્ત્રી પતિને હસતો જોઈને પોતાનું દુઃખ ભૂલી જતી.

દિવસો વીતવા લાગ્યા અને એકાદશીનો દિવસ નજીક આવી પહોંચ્યો. એકાદશીને દિવસે પંઢરપુર પહોંચી પ્રભુનાં દર્શન કરવાનો નિયમ મનકોજી વરસોથી પાળતા હતા. એકાદશીને દિવસે ચંદ્રભાગામાં સ્નાન કરી પ્રભુનાં દર્શન કરવાં, રાત્રે જાગરણ કરવું અને બારશના દિવસે ચંદ્રભાગાના તટ ઉપર બ્રાહ્મણને ભોજન કરાવી પાછા ફરવાનો નિયમ મનકોજીએ વર્ષોથી નક્કી કર્યો હતો. પણ હવે એ નિયમ જળવાશે કે કેમ એ

શંકા મામાતાઈને હતી.

'ઘરમાં એક પાઈ નથી. આપ કઈ રીતે જઈ શકશો ?' મામાતાઈએ પૂછ્યું.

વ્રતને પાળવાના અતિ આગ્રહી અને પ્રભુ ઉપર અપાર શ્રદ્ધા રાખનાર ભક્ત મનકોજી, આ સાંભળી જરા પણ ડગ્યા નહિ. એ હસ્યા અને રોજની સ્વસ્થતાથી કહ્યું : 'જંગલમાંથી સૂકાં લાકડાંનો ભારો બાંધી લઈશ. પંઢરપુરમાં જઈ એ વેચીશ.'

પત્નીની રજા લઈ મનકોજી તો પ્રભુના નામની ધૂન મચાવતા પંઢરપુરને પંથે જવા ઊપડ્યા.

શહેરની હદ પૂરી થઈ અને ભક્તની સામે વનરાજિ શરૂ થઈ. ધરતીને હેતથી વળગી રહેલી લીલોતરી, એ લીલોતરીને ઢાંકતાં વૃક્ષો, એ વૃક્ષોની શોભામાં વધારો કરતાં નાનાંમોટાં પંખીઓ એ પંખીઓનાં ગાનને ઝીલતાં વાદળો અને એ વાદળાં પાછળ સમસ્ત વિશ્વના જીવન જેવા સૂર્યને જોઈ ભક્તની છાતી ભરાઈ આવી. એ આ દર્શન ભાવથી જોઈ રહ્યા. એ આગળ વધતા ગયા અને એનો ભક્તિરસ બમણા વેગથી વહેવા લાગ્યો. એમને પ્રતિક્ષણે ખાત્રી થતી જતી હતી કે આ સંસારમાં માનવ પોતાને વ્યર્થ મોટો માને છે ને નકામો અહંકારને હિંડોળે ઝૂલે છે.

રહ્યાસહ્યા દોષને પ્રભુસ્મરણની ધૂનમાં નિતારી નાખતા ભક્ત પંઢરપુર પહોંચ્યા. રસ્તામાં સૂકાં લાકડાં એકઠાં કરી ભારી બાંધી હતી તે માથે મૂકી તેઓ શહેરમાં પ્રવેશ્યા. અનેક યાત્રીઓ ભગવાન પંઢરીનાથનાં દર્શને ઉમળકાથી જતા હતા. સૌના પગમાં વેગ હતો. હરિદર્શન માટેની ઉતાવળ હતી. તે વખતના બજાર–ભાવ પ્રમાણે મનકોજીએ લાકડાંની ભારી માત્ર ત્રણ પૈસામાં વેચી નાખી અને ત્રણ પૈસાની પૂજાસામગ્રી ખરીદી તે મંદિરે ગયા ભાવપૂર્વક પૂજા કરી. ધરાઈને દર્શન કર્યાં. પંઢરીનાથનાં ચરણોમાં આળોટી પડ્યા : 'હે નાથ ! તારા ચરણકમળમાં મારું આયખું આ રીતે જ, અહીં આળોટતાં જ પૂરું થાઓ. મારો વિસામો તારા ચરણમાં જ હો.'

અને ભગવાન પંઢરીનાથની કરુણા ભકતના મસ્તક ઉપર ઢોળાતી રહી. તે આખી રાત્રિ મનકોજીએ જાગરણ કર્યું, કીર્તન કર્યું અને જીવનને કૃતાર્થ કર્યું.

 સવારે એ ફરીથી જંગલમાં જઈ લાકડાંની ભારી લઈ આવ્યા.

ચાકમાં એ ભારી વેચી તો માત્ર ત્રણ પૈસા જ ઊપજ્યા. એ પૈસાનો તેણે લોટ ખરીદ્યો, અને ચંદ્રભાગાના તટ ઉપર કોઈ બ્રાહ્મણને શોધવા લાગ્યા. પણ કોઈ બ્રાહ્મણ આ લોટની બાટી બનાવી ભોજન કરવા તૈયાર નહોતો. મનકોજી પાસે નહોતી દાળ કે નહોતા ચોખા. ગોળ-ઘી પણ નહોતાં. બીજા યાત્રીઓ, જે બ્રાહ્મણોને મિષ્ટાન્ન જમાડી શકે તેવા હતા, તેમની આસપાસ બ્રાહ્મણો ટોળે વળ્યા હતા. માત્ર ભકત મનકોજીનો આટો સ્વીકારવા કોઈ નજીક આવતું નહોતું.

ચંદ્રભાગામાં સ્નાન કરી મનકોજી ભીનાં કપડે બ્રાહ્મણની રાહ જુએ છે, પણ કોઈ બ્રાહ્મણ નજીક આવતો નથી. બપોર થયા ને ભકત ચિંતા કરવા લાગ્યા: 'વર્ષોનું મારું વ્રત શું અધૂરું રહેશે? બ્રાહ્મણને આજે ભોજન નહિ કરાવી શકું?'

આશાભરી નજરે એ બ્રાહ્મણો સામે જુએ છે, વીનવે છે; પણ બ્રાહ્મણો મનકોજીની સામગ્રી જોઈ દૂર ખસી જાય છે.

'બ્રાહ્મણોને તો ભોજનમાં લાડુ જોઈએ, સમજ્યા યાત્રી?'

મનકોજી બધું સમજતા હતા. સારો વખત હતો ત્યારે સારીયે સંપત્તિ લૂંટાવી દીધી હતી—પ્રેમપૂર્વક, હસતે મુખડે. હવે સ્થિતિ તંગ હતી. બ્રાહ્મણને લાડુનું ભોજન કરાવવા જેટલી શક્તિ નહોતી. લાકડાંની ભારીના માત્ર ત્રણ પૈસા જ મળ્યા. એ પૈસા જ એની મૂડી હતી. જીભના સ્વાદને મહત્ત્વ આપતા બ્રાહ્મણોએ ભગવતી ચંદ્રભાગાના તટ ઉપર ઊભેલા આ ભક્તનો હૃદયભાવ પિછાણ્યો નહિ અને ઉપેક્ષા કરી. દરેક પ્રસંગે સારો અર્થ ઘટાવતા મનકોજીએ બ્રાહ્મણો પ્રત્યે રોષ વ્યકત કર્યો નહિ. એ કહી શકયા નહિ: 'બ્રાહ્મણમાં સ્વાદની વૃત્તિ ન હોવી જોઈએ.'

યજમાન જે આપે તે બ્રાહ્મણે પ્રેમથી સ્વીકારી લેવું જોઈએ.'

પણ બ્રાહ્મણો મક્કમ રહ્યા અને ભકતે આકાશ તરફ ચિંતાભરી નજર કરી. શબરીનાં જૂઠાં બોર ખાનાર અને સુદામાના તાંદુલમાં અમૃત જેવો રસ માણનાર ભગવાને ભક્તની ચિંતાભરી નજર નિહાળી અને એમનું હૃદય ખળભળી ઊઠ્યું. ચિંતાભરી નજર પાછળ ભક્તની આંખોમાં ઊંડે ઊંડે દેખાતાં આંસુનો તાપ ભગવાનથી સહ્યો ગયો નહિ.

વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ લઈ એ આવી પહોંચ્યા.

'મનકોજી! મને બહુ ભૂખ લાગી છે. તમારી પાસે જે હોય તે મને આપો.'

મનકોજી આ બ્રાહ્મણ સામે જોઈ રહ્યા. આ બ્રાહ્મણની વાત એ માની શકયા નહિ. પોતાની સ્થિતિ સ્પષ્ટ કરવા તેણે કહ્યું :

'મારી પાસે તો માત્ર લોટ છે. મીઠું નથી, શાકભાજી નથી, ઘી નથી, સાકર કે ગોળ નથી, દાળ નથી, ચોખા નથી, દક્ષિણા આપવા એક પાઈ પણ નથી.'

'ભાઈ, જે હોય તે આપો. મારે ઘી-સાકર વગેરેની જરૂર નથી. ક્ષુધા શાન્ત કરવી છે, પેટનો ખાડો પૂરવો છે. લોટ લાવો. બાટી બનાવી ખાઉં તો ખરો !'

મનકોજીના આનંદનો પાર રહ્યો નહિ. બ્રાહ્મણનાં ચરણમાં તેણે લોટની પોટલી મૂકી દીધી. ઝડપથી સૂકાં લાકડાં એકઠાં કરી આપ્યાં. બ્રાહ્મણે ચંદ્રભાગામાં સ્નાન કરી બાટી બનાવવા માંડી.

સમસ્ત ઐશ્વર્યના સ્વામી ભગવાન પોતે ભક્તનો આટો સ્વીકારી રસોઈ કરવા બેઠા અને વૃદ્ધ બ્રાહ્મણીના વેશે લક્ષ્મીજીયે દોડી આવ્યાં, અને રસોઈમાં મદદ કરવા લાગ્યાં.

'મહારાજ ! મારો આટો તો માત્ર એક વ્યકિતને પૂરો થાય એટલો જ છે.'

ભકતની મૂંઝવણ ભગવાને હસી કાઢી. એ તો લક્ષ્મીને સંકેતથી કહી રહ્યા : 'મારો ભકત કેટલો બધો ભોળો છે !'

'એ તમે વિશેષ જાણો ! હું શું જાણું ?' લક્ષ્મીજીએ મજાક કરી : 'મને તો તેણે છૂટે હાથે લૂંટાવી દીધી હતી.'

'તો પછી અહીં આવ્યાં શા માટે ?'

'જ્યાં આપ ત્યાં હું. તમારા વિના મારો ક્યાં આરો છે ?'

વૃદ્ધ બ્રાહ્મણ દંપતીને મીઠી વાતો કરતાં ને લહેરથી બાટી બનાવતાં જોઈ મનકોજીને શાંતિ થઈ.

બાટી તૈયાર થઈ. લક્ષ્મીજીએ ત્રણ પાતળ તૈયાર કરી. લક્ષ્મીજીએ તૈયાર કરેલી બાટીઓમાં અમૃતથી વિશેષ સ્વાદ હતો.

' ભક્તજી ! પ્રસાદ લેવા બેસી જાઓ ! '

' નહિ, મહારાજ ! આપ અને માતાજી ભોજન કરો. કંઈ બાકી રહેશે તો પ્રસાદ લઈશ. ' મનકોજી બોધલા માનતા હતા કે આ બાટીઓ બે જણા માટે પણ પૂરતી નથી. બ્રાહ્મણ દંપતીને ભૂખ્યાં રાખવાનું એ કેમ ઇચ્છી શકે ?



'બહુ સારું,' કહી ભગવાન અને લક્ષ્મીજી આનંદથી જમવા લાગ્યાં. આજના ભોજનમાં ભગવાનને ખૂબ તૃપ્તિ થતી જણાતી હતી. માનવદેહ ધરીને ભગવાને બહુ થોડા પ્રસંગોમાં આ પ્રકારની તૃપ્તિ અનુભવી હતી. શબરીનાં એઠાં બોર ખાતી વખતે, વિદુરની ભાજી આરોગતી વખતે, કરમાનો ખીચડો ખાતી વખતે અને સુદામાના તાંદુલના ફાકડા ભરતી વખતે ! મનકોજીની બાટી પણ ભગવાનને આજે બહુ મીઠાશથી ભાવતી હતી.

તેઓને જમતાં જોઈ, પોતાનું વ્રત પૂરું થતું જોઈ, મનકોજી આનંદથી નાચી ઊઠ્યા. પોતાની પાતળમાં પિરસાયેલી બાટીઓ હજી એ જ સ્થિતિમાં પડી હતી.

'માતાજી ! મહારાજ ! આ પણ લ્યો.'

પણ મનકોજી કોને આગ્રહ કરે ? ભગવાન અને લક્ષ્મીજી પોતપોતાની પાતળ સાફ કરી અદૃશ્ય થઈ ગયાં. તે અહીંતહીં તપાસ કરવા લાગ્યા, પરંતુ ક્યાંય પત્તો લાગ્યો નહિ.

મનકોજી ઊંડા વિચારમાં પડી ગયા. એના અંતરમાંથી અવાજ ઊઠ્યા : 'ભગવાને જ કૃપા કરી છે.'

એ ગદ્ગદિત થઈ ગયા. ચંદ્રભાગાના તટ ઉપર તો અનેક યાત્રીઓની ભીડ હતી. એ આંખમાં આંસુ ચમકાવતા ભાવવશ, સૌને પૂછતા હતા : 'શ્રી પ્રભુએ મારી બાટી આરોગી! બ્રાહ્મણ વેશે! આ રહી એમની પ્રસાદી! તમે એમને જોયા?'

સામાન્ય લોકો શું જવાબ આપે? વર્ષોથી ધૂણી ધખાવી બેઠેલા મહાત્માઓ પણ મનકોજીને જવાબ આપી શક્યા નહિ. એ મનકોજી પ્રત્યે દયાભરી દૃષ્ટિએ જોઈ રહ્યા : 'ભાઈ, જરા શાન્ત થા! શ્રી પ્રભુનાં દર્શન તું માને છે તેટલાં સહેલાં નથી.'

પણ મનકોજી શાન્ત કેમ થાય? એ તો દોડ્યા શ્રી પંઢરીનાથના મંદિરે. કરુણામૂર્તિની ઝાંખી થતાં જ એ એમનાં ચરણ પકડીને બોલી ઊઠ્યા : 'પ્રભુ! આપ હતા? કહોને? સાથે કોણ હતું? માતા લક્ષ્મીજી?'

મનકોજી તો પ્રશ્નોની ઝડી વરસાવતા હતા. હૃદય ફાટફાટ થતું હતું.

ભગવાન તો ભક્તની સામે જોઈ મંદમંદ હસતા હતા.

એમની કરુણાનો ભક્ત ઉપર અભિષેક થતો હતો.

'પણ મારા નાથ! ધનિકોની અનેકવિધ મીઠી સામગ્રીઓ છોડી આપે મારી કોરી, ઘી વગરની લૂખી બાટી આરોગી! મને રંકને કૃતાર્થ કર્યો, ખરેખર ન્યાલ કર્યો.

સંસારને મુગ્ધ કરે એવો મંજુલ અવાજ મનકોજીના કાને સંભળાયો : 'ભક્ત! ભાવથી અર્પેલી સામગ્રી તો મને કોઈ વાર જ મળે છે. આજે મને ભાવતી વસ્તુ મળી.'

મનકોજીની આંખોમાંથી ધન્યતા આંસુ બની સરવા લાગી.

'હું તો પ્રેમને વશ છું. મને પ્રેમથી જે નિમંત્રે છે તેને ત્યાં જવા હું પ્રતિક્ષણ તૈયાર છું. પણ આ સંસારમાં હવે પ્રેમને બદલે, નર્યા પ્રેમને બદલે માત્ર પ્રણાલિકા રહી છે. અને પ્રેમ વગરનો ભોગ મને ભૂખ્યો રાખે છે.'

મનકોજીને આ વાતથી સંતોષ થયો નહિ.

તેણે શંકા વ્યક્ત કરી : 'પ્રભુ! એવું કદી બનતું હશે?'

'તો આજે સાંજે તને ખાત્રી કરાવીશ. આજ શહેરના નગરશેઠને

 ત્યાં એક હજાર બ્રાહ્મણો જમવાના છે. હું ત્યાં જવાનો છું. તું પણ

જરૂર આવજે.'

ભગવાનની આજ્ઞા પ્રમાણે મનકોજી એ નગરશેઠના મહાલય નજીક નિશ્ચિત સમયે પહોંચી ગયા. બ્રાહ્મણોની ઠઠ જામી હતી. ભાતભાતનાં પકવાનોની મીઠી સુગંધ સૌને આકર્ષી રહી હતી.

શેઠનો મુખ્ય મુનીમ, જે બ્રાહ્મણોને આમંત્રણ આપ્યું હતું તેમને અંદર જવાની રજા આપતો હતો. શેઠ બાજુમાં ઊભા રહી ખાસ કાળજી રાખતા હતા કે કોઈ અજાણ્યો આદમી ભોજનાલયમાં ઘૂસી ન જાય.

'શેઠજી ! ખૂબ ભૂખ લાગી છે. હું અંદર જાઉં ?' કહેતો એક અતિ વૃદ્ધ, અતિ કંગાળ જેવો બ્રાહ્મણ આવી ચડ્યો.

'તમને આમંત્રણ મળ્યું છે ?'

'આમંત્રણ ? મને ? હું તો બહારથી હમણાં જ ચાલ્યો આવું છું. આમંત્રણ વિશે મને કશી માહિતી નથી.'

'તો તમે નહિ જઈ શકો.'

'પણ શેઠજી ! ખૂબ ભૂખ લાગી છે. અનેક બ્રાહ્મણો અહીં જમવાના છે. મને પણ જમવાની છૂટ આપો. ભૂખથી મારો પ્રાણ તાળવે ચોંટી રહ્યો છે.'

'એક વખત ના કહી તે સાંભળતો નથી ? અહીં ભિખારીઓ માટે સગવડતા નથી.' કહી શેઠે તેને હડસેલી મૂક્યો.

વૃદ્ધ બ્રાહ્મણ નીચે પડી જતાં માંડ બચ્યો. તે એક ક્ષણ તો શાંત ઊભો. પણ શેઠ અને મુનીમનું ધ્યાન બીજી તરફ ગયું કે તુરત તે અંદર પ્રવેશ્યો અને જમતાં બ્રાહ્મણોની પંગતમાં બેસી ગયો.

બ્રાહ્મણનું આ કૃત્ય બીજાઓએ જોયું અને શેઠને બૂમ પાડી બોલાવ્યા. જેને ના પાડી હતી તે બ્રાહ્મણને પંગતમાં બેઠેલો જોઈ, શેઠના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ત્રાડ પાડી : 'છે કોઈ અહીં ?'

નોકરચાકરો દોડતા આવ્યા.

'આ બ્રાહ્મણને અહીંથી ઉપાડી બહાર ફેંકો.'

શેઠની આજ્ઞા થતાં જ ચાકરોએ બ્રાહ્મણને અદ્ધર ઉપાડ્યો.

'મને ભૂખ લાગી છે. કૃપા કરી મને ભોજન આપો.' બ્રાહ્મણે ચીસાચીસ કરી મૂકી. પણ કોઈએ પરવા કરી નહિ. ચાકરોએ એ વૃદ્ધને બહાર લાવી, ફૂલદડાની જેમ ફેંક્યો. અને વયોવૃદ્ધ બ્રાહ્મણ હતાશ થઈ, કલ્પાંત કરતો ઢળી પડ્યો. દૂર ઊભેલા મનકોજીથી એ સહ્યું ગયું નહિ. એ

દોડીને આવ્યા.

'બ્રાહ્મણ દેવતા ! બહુ વાગ્યું ?' એ તેને ટેકો આપવા લાગ્યા. પણ નીચે ધૂળમાં પડેલા બ્રાહ્મણે માત્ર મનકોજી સાંભળે એ રીતે કહ્યું :

'ભકત, જોયું ! હું સર્વ સ્થળે ભોજન લેવા, પ્રસાદ લેવા દોડું છું. પણ કોઈ ને મારી પડી નથી. તારી બાટી, મને, આ કારણે પ્રિય લાગી હતી, સમજ્યો.'

સ્તબ્ધ બનેલા મનકોજી ત્યાં ઊભા જ રહ્યા અને દયાઘન અંતર્ધાન થઈ ગયા. સંસારના સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખતા ને કોઈના દોષને મહત્ત્વ ન આપતા મનકોજી હરિનામનું સ્મરણ કરતાં કેટલીય વાર સુધી ત્યાં ઊભા રહ્યા. ભગવાને જે લીલા બતાવી હતી તે હૃદયસ્પર્શી તો હતી જ, પણ ભકતે એથી અંતરમાં ઘટાવ્યું કે દંભ કે વૈભવનો દેખાવ પ્રભુને પ્રિય નથી.

મનકોજીએ તે રાત્રિ પ્રભુના ભજનકીર્તનમાં ગાળી. મનકોજીએ લીલા નિહાળી હતી અને એમના કૃપામૃતનો સ્વાદ ચાખ્યો હતો. એનું જીવન ધન્ય બની ગયું હતું. પરમ સાત્વિક આનંદ એનાં અંગેઅંગમાં ઊભરાઈ ઊઠ્યો હતો.

એને દેહનો ખ્યાલ નહોતો. ભૂખનું ભાન નહોતું. આજુબાજુ સંસારીઓ શા ખેલ ખેલી રહ્યા છે તેની ગતાગમ નહોતી.

એ તો પરમચેતન સ્વરૂપના ધ્યાનમાં મગ્ન બન્યા હતા.

ધામણગાંવ પહોંચ્યા ત્યારે પણ એની સ્થિતિ એ જ હતી. એનાં પત્ની મામાતાઈએ મનકોજીને નવા સ્વરૂપે નિહાળ્યા. એ કોઈ પરમ મંગલકારી સ્વરૂપની ઝાંખી કરી રહ્યા હોય ને જગતના આવરણથી સાવ અલિપ્ત હોય એવા જણાતા હતા. પત્નીએ ગભરાઈ ને પૂછ્યું પણ હતું :

'તમે મૌન કેમ છો ? તમારી આંખો શૂન્યમાં કેમ જોઈ રહી છે ?'

સર્વત્ર શ્યામસુંદરની મનોહર મૂર્તિને જોતો મનકોજી સ્ત્રીને કઈ રીતે કહે, 'દેવી ! જન્મોજન્મથી જે જોવા આંખો તલસતી હતી તે હવે પ્રત્યક્ષ જોઉં છું.'

પતિની આંખમાંથી પત્નીએ શૂન્ય દૃષ્ટિ કરી, પણ એને કંઈ ઝાંખી ન થઈ. વહાલસોયી પત્નીએ પછી, પતિની માત્ર સંભાળ જ લેવા માંડી. એમને કાંઈ કહેવાનું માંડી વાળ્યું. બાળકોને એ જે રીતે સાચવતી હતી તે રીતે તેણે પતિની સાચવણી શરૂ કરી.

દિવસો વીતવા લાગ્યા. દુષ્કાળનો કારમો સમય પૂરો થયો. વર્ષા સારી થઈ અને ઉજ્જડ બનેલી ધરતી વળી લીલુડો સાળુ ધારણ કરી વ્યોમની સામે નવા જીવનના રંગ બતાવવા લાગી. બોધલાજીના ખેતરમાં પણ સારો પાક થયો હતો. જુવાર ખૂબ પાકી હતી. બોધલાજી ઘણો વખત પ્રભુભક્તિમાં જ વિતાવતા. ખેતરની, ઘરની, બાળકોની અને પતિની જવાબદારી, મામાતાઈ ઉપાડતાં હતાં. તેણે તો બોધલાજીને માત્ર ખેતીની રખેવાળી કરવાનું કાર્ય માત્ર સોંપ્યું હતું. ડૂંડાં ઉપર જામેલાં કણ પંખીઓ ચણી ન જાય એ દેખભાળ, પત્નીની સૂચના પ્રમાણે, બોધલાજી રાખતા હતા.

પત્નીની ગણત્રીએ એ કાર્ય સામાન્ય હતું, પણ પંખીઓને આનંદથી ચારો ચરતા જોઈ બોધલાજીનું હૃદય દ્રવી જતું હતું. એમને ઉરાડવાની ક્રૂરતા એમનાથી થઈ શકતી નહોતી.

'બિચારાં પંખીઓ કરીકરીને કેટલું નુકસાન કરશે!'

એ તો પ્રભુકીર્તન કરવા બેસી જતા અને પંખીઓનો માર્ગ મોકળો થતો. એ ધાર્યા કરતાં વિશેષ નુકસાન કરતાં અને એ જોઈ સ્ત્રીની ચિંતા વધતી. એ રોજ પતિને મીઠો ઠપકો આપતી: 'ખેતરની રખેવાળી બરાબર કરતા નથી. જુઓ, કેટલું નુકસાન થયું છે?'

નફા–નુકસાનની ચિંતા હરિને સોંપી, મસ્ત બનેલા આ બોધલાજી શાંત રહેતા. ઘરમાં દરિદ્રતા તો હતી જ. બાળકોના ભાવિનો પ્રશ્ન પણ સ્ત્રીને–માતાને મૂંઝવતો હતો. એ તો માનતાં હતાં કે બોધલાજી પાસે જે કોઈ માગવા આવે છે તેને તે જુવારનાં ડૂંડાં પણ આપી દેતા.

એક દિવસ કંટાળીને, રોષપૂર્વક, તેણે પતિને સંભળાવી દીધું: 'તમારા હાથથી કોઈ પણ ચીજ કે અનાજના કણ કોઈને આપો તો તમને પંઢરીનાથના સોગંદ છે.' એટલું કહી મામાતાઈ તો ધમપછાડા કરતાં ચાલ્યાં ગયાં. બોધલાજી માત્ર નિશ્ચલ રહ્યા.

એક દિવસ ભક્ત ખરેખર મૂંઝાયા. પંઢરીનાથનાં દર્શને જતો સાધુનો સંઘ ખેતર પાસેથી પસાર થયો. સાધુઓ ભૂખ્યા હતા. ભગતને ભગત ન ઓળખે એ કેમ બને?

'ભગતજી! આપ તો મહાદાતા છો. દુષ્કાળના વખતમાં આપે અનેકના પ્રાણ બચાવ્યા છે. આપ એક કૃપા કરશો?'

'શું કહેવું છે?'

'અમે ભૂખ્યા છીએ. આપના ખેતરમાંથી જુવારનાં થોડાં ડૂંડાં મળે તો તેને શેકીને ભૂખ ભાંગીએ.'

સાંભળીને મનકોજી ગભરાયા. યાત્રીઓને ના કેમ કહેવાય? તેમાંય વળી સાધુઓને? એનું ચાલે તો એ ખેતરનો સઘળો પાક યાત્રીઓનાં ચરણમાં ધરી દેવા તૈયાર હતા. પણ ભગવાન પંઢરીનાથના સોગંદ સ્ત્રીએ આપ્યા હતા એટલે લાચાર હતા.

મનકોજીને શાંત જોઈ સાધુઓ પુનઃ વીનવવા લાગ્યા, દર્દભરી રીતે. સાધુઓની સ્થિતિ જોઈ મનકોજીના હૃદયમાં અનુકંપા ઊભરાઈ ઊઠી. એ બોલી ઊઠ્યા: 'મારાથી તો ડૂંડાં કાપીને આપી શકાશે નહિ. મારી પત્નીએ મને ભગવાન પંઢરીનાથના સોગંદ આપ્યા છે. તમારે જોઈએ એટલાં ડૂંડાં તમે જ લણી લો.'

આજ્ઞા મળતાં જ સાધુઓ ખેતરમાં કૂદી પડ્યા. સાધુઓ અનેક હતા. તેમની ક્ષુધા પણ ખૂબ પ્રદીપ્ત થઈ હતી. સાધુઓએ ઇચ્છામાં આવે એટલાં ડૂંડાં કાપી લીધાં ને રસ્તે પડ્યા.

મનકોજી તો પ્રભુના ગુણ ગાવા લાગ્યા. ખેતરમાં બધું સાફ થઈ ગયું હતુ. એની ચિંતા એ શા માટે કરે? ચિંતા કરવા જેવી મનોદશા તો એ વટાવી ગયા હતા.

પત્નીએ આ હકીકત જાણી ને દોડતી આવી. હર્યાભર્યા ખેતરને ઉજ્જડ જોઈ એની આંખો જળથી છલકાઈ ઊઠી. સાથે આવેલાં બાળકોના માથે હાથ મૂકી, એ પતિની સામે જોઈ રહી. એની જીભ એકે શબ્દ ઉચ્ચારી શકી નહિ, પણ એની આંખોમાં ભારોભાર ઠપકો હતો, આક્રંદ હતું.

'શું કરું પ્રિયે! સાધુઓ ભૂખ્યા હતા. ભૂખ્યાને અન્ન આપી મેં મારું કર્તવ્ય જ બજાવ્યું છે.'

'પણ આ બાળકોનો—આપણો કંઈ વિચાર કર્યો?'

ભક્તે આકાશ તરફ નજર નોંધી. એ વખતે પતિના ચહેરા ઉપર પરમ શ્રદ્ધાના ભાવ પત્નીએ વાંચ્યા. છેલ્લી હદ સુધી ન્યોછાવરી કરતા પતિની ઉદારતાની ઝલક પણ પત્નીએ જોઈ. પત્ની સાવ ઢીલી પડી ગઈ. એ પતિની નજીક આવી અને પતિના સાન્નિધ્યમાં એકલા—એકલપેટા બની જીવવાનો તેનો મોહ નષ્ટ થવા લાગ્યો. પારકા કાજે આપણી હસ્તી મટી જાય તો એ બહુ મોંઘી વાત નથી, એ કલ્પના પણ મામાતાઈને થવા

લાગી. રોષ વરાળ બનીને ઊડી ગયો. એ પતિ તરફ સ્નેહથી જોઈ રહી.

સ્ત્રી વાત્સલ્યની મૂર્તિ તો છે જ. જગત આખા પ્રત્યે વાત્સલ્યભાવ બતાવતા પતિ સામે એનો રોષ કેટલી ઘડી ટકે? સ્ત્રીને હસતી જોઈ મનકોજીએ પ્રભુનો પાડ માન્યો.

પણ આ હકીકત ગામલોકોને કાને તુરત પહોંચી :

'મનકોજીનું ખેતર સાવ સાફ !'

'તેણે સાધુઓને બધું લૂંટાવી દીધું.'

'એ મહેસૂલ કઈ રીતે ભરશે !'

પહેલા બે તો ઠીક, પણ આ છેલ્લો પ્રશ્ન સામાન્ય નહોતો. ગામમાં કેટલાકને મનકોજી પ્રત્યે દાઝ પણ હતી. ભક્તનું વાંકું જોનારા સંસારમાં ઘણા હોય છે. તેઓએ તક તરફ ઝડપી લીધી.

'મનકોજી મહેસૂલ ન ભરે ત્યાં સુધી આપણે એક પાઈ પણ તલાટીને આપવી નહિ.'

દેખીતો લાભ કોણ છોડે? ઘણા લોકોએ આ દરખાસ્તને તાળીઓના ગડગડાટથી વધાવી લીધી અને મહેસૂલ ભરવાનો વખત આવ્યો ત્યારે તેઓએ તલાટીને સ્પષ્ટ શબ્દોમાં કહી દીધું : 'આ સાલ વરસ મોળું છે. અમે મહેસૂલ ભરી શકીએ તેમ નથી.'

'મનકોજી મહેસૂલ ભરશે, તો અમે બધા ખુશીથી ભરીશું.'

લોકોના ષડ્યંત્રની તલાટીને કંઈ ખબર નહોતી. આખા ગામનું મહેસૂલ માત્ર મનકોજીના કારણે અટકે નહિ એ માટે તેણે મનકોજી ઉપર કડક થઈને દબાણ કર્યું. મનકોજીના ઘરમાં તો નહોતી પાઈ, નહોતું કોઈ જૂના વખતનું ઘરેણું ! મહેસૂલના રૂપિયા એ કઈ રીતે ભરે? મનકોજીએ પોતાની હાલતની સ્પષ્ટતા કરી, પણ એનું કોણ સાંભળે? સરકારી નોકરોને, એના તંત્રની જડતાએ જડ બનાવી દીધા છે. જડ માનસ માનવતાનો સાદ ઝીલતું નથી. મનકોજીની વિનવણી વ્યર્થ ગઈ અને ઘર ઉપર જપ્તી લાવવાની તલાટીએ તૈયારી કરવા માંડી.

ગામમાંથી મનકોજીને કોઈએ ઉધાર રૂપિયા આપ્યા નહિ. પત્નીના આગ્રહથી એ બાજુના ગામમાં રૂપિયાની વ્યવસ્થા કરવા ગયા ત્યાં પણ તેની હાલત સૌ જાણતા હતા. ભક્તને કોઈએ સહાય કરી નહિ. નિરાશ થઈ ભક્તે હરિને યાદ કર્યા. અને એ જ એકમાત્ર આશરો છે એમ માની તે હરિચિંતન કરવા લાગ્યા.

આખી રાત્રિ હરિકીર્તનમાં જ વીતી. સવારે તેમણે ફરી પ્રયાસ કર્યો, પણ નિષ્ફળ ગયો.

'જેવી હરિઇચ્છા' કહી, ભકત ધામણગૉવ જવા રવાના થયા. ઘર ઉપર જપ્તી બેસી ગઈ હશે, એ વિચારો ભકતને સતાવતા હતા.

'પ્રભુ ! લાજ રાખજે.'

ભકત ધામણગૉંવના સીમાડે પહોંચ્યા. સામેથી ચાલ્યો આવતો એક ખેડૂત ભકતને જોઈ ઊભો રહી ગયો.

'મનકોજી ! રૂપિયા હતા તો આપવામાં ઢીલ કેમ કરી ?'

મનકોજી સમજ્યા નહિ : ' ભાઈ, તમે શું કહો છો ? મારી પાસે રૂપિયા હતા જ નહિ. હજી પણ નથી.'

ખેડૂત હસી પડ્યો : ' મેં તો માન્યું હતુ કે તમે સત્યવાદી છો. આજે મારી એ માન્યતા ખોટી ઠરી. '

ભકતને આ આક્ષેપ અસહ્ય લાગ્યા : ' જૂઠનો આશરો મેં હજી લીધો નથી. હું જૂઠૂં કહી રહ્યો છું એ આપે કેમ માન્યું ? '

' માને કેમ નહિ ? તમારું મહેસૂલ તો એક મહાર આવીને ભરપાઈ કરી ગયો. એનું નામ...' ખેડૂત સ્મૃતિને ઢંઢોળવા લાગ્યો.

' નામ....હા... બિઠયા મહાર ! '

ભકતને આશ્ચર્ય થયું. એ ઝડપથી પગ ઉપાડવા લાગ્યો. ગામમાં દાખલ થઈ ઘેર જવાને બદલે એ સીધા તલાટીની કચેરીએ ગયા. તલાટી તેને જોઈને બોલી ઊઠયા :

' ભલા માણુસ ! તમે અમને નકામી તકલીફ આપી. મહેસૂલ પહેલેથી ભરી દીધું હોત તો જપ્તીની ઝંઝટમાં પડવાનું રહેત નહિ. '

' તલાટી સાહેબ ! આપ આ શું કહો છો ? હું તો કહેવા આવ્યો છું કે મહેસૂલના પૈસાની વ્યવસ્થા મારાથી થઈ શકે તેમ નથી. મને ક્ષમા કરો.' તલાટીએ સાંભળીને જે અટ્ટહાસ્ય કર્યું તેનો પડઘો દૂર સુધી સંભળાયો: 'તમારા રૂપિયા તો જમા થઈ ગયા. અમે પહોંચ આપી દીધી.'

' કોણે ભર્યા ? '

' તમારા વતી બિઠયા મહારે. '

બિઠયા મહારને મળવા મનકોજી દોડયા. બિઠયા મહાર તો ત્રણ દિવસ થયા બીમાર હતો. ઘર છોડીને બહાર નીકળ્યો ન હતો. રૂપયા તેણે ભર્યા જ નહોતા. મનકોજી પોતાના ઘર તરફ દોડયા. સામેથી પત્ની

આવતી હતી : 'લોકો ખબર લાવ્યા છે કે આપણા ખેતરમાં પાક જુવારથી ઝૂકી રહ્યો છે. ચ'લો તો સાથે. ખેતર સુધી આંટો લગાવી આવીએ.'

મનકોજીએ તેની સગી આંખે ખેતરમાં પાક જોયો. ખેતર ઉજજડ થયું હતું એ કોઈ માને નહિ ! એ સ્વપ્ન હતું. 'કહે છે કે કોઈએ આપણું મહેસૂલ ભરી દીધું.'

'કોઈ શા માટે ભરે ? તમે જ મહારને રૂપિયા આપી મોકલ્યો હતો. શાહુકારને વ્યાજ કેટલું આપવું પડ્યું ?' પત્નીએ પૂછ્યું.

મનકોજી સમજ્યા કે આ બધી લીલા ભગવાન શ્યામસુંદરની છે. એ ભાવવશ બની જોશથી નાચવા લાગ્યા, ને એમના કંઠમાંથી ભક્તિગીત વહેવા લાગ્યું : **'તુમ બિન મેરા કૌન, દયાઘન, તુમ બિન મેરા...'**



(૩)

# ડાકુ ભગત



'ઓ ભટ્ટજી ! થોભો !'

ત્રાડ સાંભળીને બગલમાં પોથી લઈ આગળ ચાલ્યા જતા ભટ્ટ ચમકીને થોભી ગયા. પાછળ નજર કરી તો એમનો શ્વાસ અદ્ધર થંભી ગયો. કોઈ ઊંચો, કાળો, બિહામણો, અજાણ્યો શખ્સ એમની પાછળ દોડ્યો આવતો હતો. એના હાથમાં કડિયાળી ડાંગ હતી અને કમરમાં ખંજર લટકતું હતું.

ભટ્ટજીનું શરીર ધ્રૂજી ઊઠ્યું. પહેલાં તો, જાણે કંઈ સાંભળતા નથી એવો દેખાવ કરી, ઝડપથી પગ ઉપાડવા લાગ્યા. પણ પાછળ પડેલો મહાકાય પૂરા રોષથી પડકારી રહ્યો હતો :

'એ ભટ્ટ, ઊભા રહો, નહિ તો આ ડાંગનો છૂટો ઘા કરું છું.'

બિચારા ભટ્ટજી મૂંઝાયા. એમના પગ જમીનને ચોંટી રહ્યા. હૃદય ધડકવા માંડ્યું. એના હૈયામાં મારના ડર ઉપરાંત યજમાન પાસેથી મળેલી દક્ષિણાની સારી એવી રકમ ખોવાની ચિંતા હતી.

એ પ્રભુનામ જપવા લાગ્યા.

'એલા, ક્યારનો બૂમ પાડું છું, છતાં સાંભળતો નથી ?'

'પણ ભલા ભાઈ! છે શું ?' ભટ્ટજી નરમ પડ્યા.

'કારણ વગર કોઈ પાછળ દોડતું હશે ?' કહી એ બિહામણા પુરુષે ભટ્ટજીનું કાંડું પકડી લીધું. એ પુરુષના કાંડામાં એટલું જોર હતું, કે ભટ્ટજી સાવ નરમ ઘેંશ જેવા થઈ ગયા.

'કાલે રાત્રે તમે કથા વાંચતા હતા ?'

'હા.' ભટ્ટજીએ હા તો કહી, પણ હવે તેમને ખરેખર બીક લાગી કે દક્ષિણાના રૂપિયા આ શખ્સ જરૂર પડાવી લેશે.

'તમારી કથા મેં છુપાઈને સાંભળી છે.'



'સારું કર્યું ભાઈ! કથા સાંભળવાથી મનુષ્યનું કલ્યાણ થાય છે.' ભટ્ટજી રોજની ઢબે બોલ્યા.

'કલ્યાણ તો ભલે જેનું થવાનું હોય તેનું થાય, મારે તો બીજું કામ છે. તમે જે કૃષ્ણ અને બલરામની વાત કરતા હતા તે કોણ છે?'

ભટ્ટજી પ્રશ્ન પૂછનાર અબુધ તરફ જોઈ રહ્યા.

'તમે કહેતા હતા કે કૃષ્ણ અને બલરામનાં શરીર કિંમતી ઘરેણાંથી શોભી રહે છે. એ ઘરેણાંનું વર્ણન પણ તમે કરતા હતા.'

'એ ખરું છે ભાઈ!'

'અને તમે એ પણ કહેતા હતા કે બલરામ અને કૃષ્ણ એ કિંમતી ઘરેણાં પહેરી ગાયો ચરાવવા વનમાં આવે છે.'

'હા, ભાઈ!'

'હા, હા, કહીને ભટ્ટજી, તમે હવે છટકી નહિ શકો, સમજ્યા! હું લૂંટારો છું. મારે એ ઘરેણાં હાથ કરવાં છે. બતાવો, એ વન ક્યાં છે? કૃષ્ણ અને બલરામની ઉમ્મર કેવડી હશે? એની સાથે કોણ કોણ હોય છે?

ગાયો કઈ જગ્યાએ ચરાવે છે ?'

ભટ્ટજીને હવે હિંમત આવી. એ હસી પડ્યા. આ ડાકુ તેને સાવ મૂર્ખ લાગ્યો. ભટ્ટજીને હસતાં જોઈ ડાકુ ગુસ્સે થયો. ભટ્ટજીના પકડેલા હાથ ઉપર તેણે જોરથી ભીંસ દીધી અને ભટ્ટની આંખો સામે લાલપીળા તરંગો ઊડવા લાગ્યા.

'કહું, ભાઈ, બધું કહું છું. મારો હાથ છોડો.'

આ ડાકુ સાથે કુનેહથી કામ લીધા સિવાય છૂટકો નહોતો, એ નિશ્ચય ભટ્ટજીએ કરી લીધો. તેમણે શાન્તિથી અને વિશ્વાસ ઉત્પન્ન થાય એવા ભાવથી કહ્યું : 'તમે મારી સાથે ચાલો. પુસ્તકમાં જોઈ હું તમને બધું વિગતથી સમજાવીશ. અહીં અરધે રસ્તે, પુસ્તક વિના સંપૂર્ણ માહિતી કઈ રીતે આપી શકું ? મારા ઉતારે આવો.'

ડાકુને બ્રાહ્મણની વાત સાચી લાગી. એ તેની સાથે ચાલવા લાગ્યો. જોતાં જ ભલભલાની છાતીનાં પાટિયાં બેસી જાય એવી ડાકુની આકૃતિ હતી. ભટ્ટજી તો આ ડાકુની બલામાંથી છૂટવા માગતા હતા. જલદી છૂટવા માગતા હતા. મુકામે પહોંચી તેમણે પુસ્તક હાથમાં લીધું અને ડાકુને સામે બેસાડી એ કહેવા લાગ્યા : 'ભાઈ, સાંભળો. ધ્યાનથી સાંભળો.'

ડાકુ એકચિત્તે સાંભળવા લાગ્યો. કથાવાર્તા તો ભટ્ટજીનો રોજનો વિષય હતો. એમની વાણીમાં મધુરતા હતી. રસ જમાવવાની ભટ્ટજીમાં આવડત હતી. કથા તો એ વાંચતા લોકોને રીઝવવા અને વધુ અર્થપ્રાપ્તિ થાય એ દૃષ્ટિએ, પણ આજનો પ્રસંગ જુદો હતો. આજ તો ભટ્ટજી પોતાનો જીવ બચાવવા પૂરી શક્તિથી કૃષ્ણ–બલરામની વાતો કરવા લાગ્યા.

'કૃષ્ણ અને બલરામ બન્ને ભાઈઓ છે. વ્રજના રાજા નંદજીના પુત્રો ! રાજા નંદજીને ત્યાં સમૃદ્ધિનો પાર નહિ; છતાં આ બન્ને ભાઈઓ ગાયો ચરાવવા રોજ વનમાં આવે છે. મોટાઈનું ગુમાન નહિ. ગાયો ચરાવવાના કાર્યને હલકું માને નહિ. ગાયો તો એમને પ્રાણથી અધિક પ્રિય ! માનો કે ગાયોની સેવાચાકરી એ જ એમનું જીવન !'

'એ ખરું પંડિતજી ! પણ તમે એમનાં આભૂષણો વિશે કહો.'

'અહાહા ! એની તો કઈ રીતે વાત કરું ? બન્ને ભાઈઓના પગમાં સોનાનાં નૂપુર શોભે છે. એ નૂપુરનો ધ્વનિ એવો મધુર, એવો મીઠો હોય છે કે સાંભળનાર...'

 'એની કિંમત ?'

પંડિત જરા વિચારમાં પડ્યા. તેમને આ માણસ સાવ મૂર્ખ લાગ્યો : 'આ નૂપુરથી પણ વધુ કિંમતી અલંકારો બલરામ અને કૃષ્ણના દેહ ઉપર શોભે છે. મોતીજડેલો સાવ સોનાનો કંદોરો બન્નેની કમ્મરે વિંટળાયેલો હોય છે અને કંદોરામાં જડેલા મોતી સારાયે ભૂતલ ઉપર ક્યાંય ન જડે એવાં કિંમતી હોય છે. અને....અહાહા! ગળામાં હીરા-જવાહીરમંડિત સુવર્ણહાર, કાનોમાં મણિકુંડલ, મસ્તક ઉપર મુગટ અને હૃદય ઉપર શોભતો કૌસ્તુભમણિનો જોટો સંસારમાં નથી. એ શ્રીકૃષ્ણના હૃદય ઉપર વિરાજે છે. તું કિંમત પૂછે છે, પણ આ અલંકારોની કિંમત હોઈ શકે નહિ. કોઈ એની કિંમત આંકી શકે નહિ. એ વસ્તુઓ જ અમૂલ્ય છે. દેવોને પણ એની લાલચ થાય એવી મહામૂલી વસ્તુઓ છે.'

ડાકુની આંખ ચમકી ઊઠી. એ વસ્તુઓ મેળવવા એના હાથ સળવળવા લાગ્યા.

'શ્રીકૃષ્ણ શ્યામ વર્ણના છે. પીળાં વસ્ત્રો પહેરે છે. બન્નેને લલાટે કસ્તૂરીનું તિલક, બન્નેના હોઠ ઉપર મંદ મંદ હાસ્ય, બંનેની આંખોમાં પ્રેમની વર્ષા અને સાંભળ ભાઈ! એ બેમાંથી એક કૃષ્ણ જ્યારે એની સોનાની બંસી અધર ઉપર રાખી બજાવે છે ત્યારે આજુબાજુની ગાયો, ગ્વાલો....અરે સારુંયે વિશ્વ એ બંસીનાદે ઘેલું બને છે. એ વખતે શ્રી કૃષ્ણની કાન્તિ કરોડો સૂર્યની કાન્તિને ઝાંખી પાડે છે.'

'પણ એ લોકો ક્યાં ગાયો ચરાવે છે?'

'યમુનાના તટ ઉપર, વૃન્દાવનમાં.'

'એ કઈ તરફ આવ્યું?'

પંડિતજીએ હાથ લંબાવી દિશા બતાવી. ડાકુ ઊભો થઈ ગયો. પંડિતજીએ બતાવેલી દિશા તરફ એ જોઈ રહ્યો. 'અહીંથી કેટલું દૂર હશે?'

ડાકુની પૂછપરછ પંડિતને રમૂજ આપી રહી. ડાકુને શંકા ઉત્પન્ન ન થાય એ ભાવથી કહ્યું : 'બહુ દૂર નથી, તમારા જેવા માટે બહુ દૂર નથી.'

ડાકુએ એક ડગ આગળ ભર્યો અને પાછો ફર્યો.

'પંડિતજી! નંદજીના એ છોકરાઓ રોજ વનમાં આવે છે?'

'હા, રોજ! એમાં કોઈ શંકા નથી.'

'ક્યારે આવે છે?'

'પ્રાતઃકાળે. એ વખતે જરા અંધારું હોય છે.'

'અંધારું? વાહ! તો તો કામ સફળ!' કહી ડાકુ ચાલી નીકળ્યો.

એના પગમાં સ્ફૂર્તિ હતી અને હૈયામાં શ્રીકૃષ્ણ–બલરામનાં ઘરેણાં લૂંટવાનો નિશ્ચય હતો.

ડાકુ પોતાના નિવાસસ્થાને ગયો. તેને આજે ચેન નથી. પંડિતની વાતો તેના મગજમાં ભરી છે અને શ્યામસુંદર બે બાળકોની મૂર્તિઓ, કલ્પિત મૂર્તિઓ તેની નજર સમક્ષ તરવરે છે. એ બાળકોએ પહેરેલ બહુમૂલ્ય અલંકારો ઝડપથી ઉતારી લેવાના જ વિચારો તેને આવે છે. તેણે ખાધું, પણ તેથી તૃપ્તિ થઈ નહિ. તે સૂતો, પણ ઊંઘ આવી નહિ. તેના ઘરની આજુબાજુ સંસારની ધટમાળ ચાલુ હતી. પણ એની અસર ડાકુ પર થઈ નહિ. વૃન્દાવનમાં ગાયો ચરાવતાં કૃષ્ણબલરામનાં ઘરેણાં લૂંટી સુખી થવાના મનોરથો એ સેવી રહ્યો. નાની–મોટી ચોરી–લૂંટ તેને છોડી દેવી હતી. આ છેલ્લું કાર્ય ને પછી નિરાંત ! એ નિશ્ચય કરી રહ્યો હતો

આખરે રાત પડી. તેણે લાઠી ઉપાડી. ભેટમાં ધારદાર ખંજર ભરાવ્યું. ઘરની બહાર એ નીકળ્યો. ઉત્તર દિશામાં નજર કરી અને પગ ઉપાડ્યા. એ ઝડપથી ચાલવા લાગ્યો. આછું આછું અંધારું હોય તે વખતે વૃન્દાવન પહોંચી જવાની તેની હામ હતી. ઝડપથી ઊપડતા પગ કોઈ વાર ઝાડીઝાંખરા સાથે ટકરાતા હતા. કોઈ વાર કાંટા ઉપર પડતા હતા. કોઈ વાર ધારદાર પથ્થર સાથે ઘસાતા હતા. કોઈ વાર ખાડામાં પડતા હતા. પણ ડાકુને એ ભાન નહોતું. એનું મન વૃન્દાવન પહોંચ્યું હતું. વૃન્દાવનમાં ગાયો ચરાવતા કૃષ્ણ–બલરામનાં ઘરેણાં ઉપર કેન્દ્રિત થયું હતું. અને જાણ્યે–અજાણ્યે આ અબુધ લક્ષ્મીની લાલચે લક્ષ્મીનાથનાં દર્શને દોડી રહ્યો હતો. ડાકુના દેહમાં રહેલું ચેતનતત્ત્વ પરમતત્ત્વને ભેટવા અધીરું બની રહ્યું છે. એને એ વસ્તુનું ભાન નથી, પણ એથી શું ? મિલનની લગની તો લાગી છે ને ?

અડધી રાત વીતી. ડાકુ આગળ વધ્યે જાય છે. માર્ગમાં આવતી બિહામણી કંદરાઓ, હિંસક પ્રાણીઓના હુંકાર, ઠંડીનો સુસવાટો, અંધારઘેરી મેઘલી રાત—બધા પ્રત્યે ડાકુ બેદરકાર છે. એ તો ઉત્તર દિશાને નજર સામે રાખી આગળ વધે છે.

પ્રાતઃકાળ થયો. છેવટનું પ્રકાશી લેતા તારાઓ વધુ ચમકવા લાગ્યા. ક્યાંક પક્ષીઓ સળવળીને મધુર કલરવ કરવા લાગ્યાં. પ્રાતઃકાળની મધુરી હવા વહેવા લાગી ને ડાકુ થોભ્યો. આજુબાજુ જોવા લાગ્યો. સુંદર વન હતું. બાજુમાં નદી હતી. ગાયોને ચરવાયોગ્ય મેદાન પણ હતું.



'આ જ સ્થાન ! પંડિતે કહેલું સ્થાન આ જ !' ડાકુ વિચાર કરવા લાગ્યો.

વિચારતાં પ્રશ્ન થયો : 'પણ કદમ્બનું વૃક્ષ ક્યાં ? શ્રીકૃષ્ણ જે વૃક્ષ નીચે ઊભા રહી બંસી બજાવે છે તે વૃક્ષ ક્યાં ?'

એ વૃક્ષોને તપાસવા લાગ્યો. અહીંતહીં ઘૂમવા લાગ્યો.

આખરે તેણે એક સ્થળે કદમ્બનું વૃક્ષ જોયું ને એની ખુશીનો પાર રહ્યો નહિ. એ આનંદથી નાચી ઊઠયો.

પણ આનંદનો નશો શાંત પડતાં જ એ સાવધ થયો. કૃષ્ણ–બલરામ આવે તે પહેલાં કોઈ દેખે નહિ એવા સ્થળની હવે તેને જરૂર લાગી. એ ચિંતા જેવી તેવી નહોતી. એ છુપાવાની જગ્યા શોધવા લાગ્યો. એક સ્થળ તેણે પસંદ કર્યું. ત્યાં એ એકાદ ક્ષણ છુપાયો. પણ શંકા જાગી :

'એ લોકો આ તરફ નહિ આવે તો ?'

તેણે એ સ્થળ છોડ્યું. કદમ્બના વૃક્ષની પાસેની એક મોટી ઝાડીમાં એ છુપાયો. ત્યાં પણ એ વધુ વખત રહી શક્યો નહિ.

'અહીં છુપાઈ રહીશ તો એમના આવવાની જાણ કેમ થશે ?'

એ વૃક્ષ ઉપર ચડ્યો અને ત્યાં સારી જગ્યા શોધી કાઢી.

'હં ! આ સ્થળ બરાબર છે. દૂર સુધી નજર પહોંચે છે. બધું જોઈ શકાય છે.'

ડાકુ વૃક્ષની ટોચે, પાંદડાંના ઝુંડમાં છુપાયો. પંડિતે કહ્યા પ્રમાણે તે વનમાં આવ્યો હતો. પંડિતે વર્ણવેલા સ્થળને એ શોધી શક્યો હતો. બુદ્ધિનો ઉપયોગ કરી એ છુપાવાની જગ્યા મેળવી શક્યો હતો. હવે તો કૃષ્ણ–બલરામના આગમનની જ પ્રતીક્ષા કરવાની રહી હતી.

એ દૂર–સુદૂર નજર દોડાવવા લાગ્યો. અંધારું હવે વિદાય લેતું હતું. રાત્રિના ઓછાયામાં છુપાયેલું વનનું મનોહારી રૂપ પ્રગટ થવા લાગ્યું. એ રૂપને પંખીઓ બિરદાવવા લાગ્યાં. પંખીનાં ગીતમાં નદીનો કલકલ અવાજ ભળવા લાગ્યો. ડાકુની આંખો આ સ્થળની રમણીયતાને જોઈ રહી. ન સમજાય તેવા ભાવો તેના હૃદયમાં ઊઠવા લાગ્યા. કુદરતનું મૂળ સ્વરૂપ, આવી શાંત પળોમાં તેણે કદી જોયું નહોતું. લૂંટ કરવા આવેલો ડાકુ, ઘડીભર તો આ સ્થળની અસર નીચે, પોતાના નિર્ણયથી ડગી ગયો.

એના હૃદયમાં રહેલો આતમરામ જાણે કહેવા લાગ્યો : 'અહીં લૂંટ ન હોય. અહીં ડાકુગીરી ન હોય. અહીં તો સર્જનહારની સ્તુતિપ્રાર્થના.'

ડાકુ ચમક્યો. હવા ઉપર લહેરાતો, સૃષ્ટિના જીવમાત્રને જીવન પાતો કોઈ સૂરીલો અવાજ ડાકુના કાને પડ્યો હતો. ડાકુએ માથું ઊંચું કર્યું. કાન સરવા કર્યા. અવાજની દિશામાં નજર લંબાવી. એ બંસીનો અવાજ હતો. અવાજ નજીક આવતો હતો. ધીમે પણ સ્પષ્ટ રીતે, મીઠો, મધુર બંસીનો અવાજ. એ અવાજ ડાકુના કાનમાં પ્રવેશવા લાગ્યો અને ડાકુ ખળભળી ઊઠ્યો. એ વ્યાકુળ બની ગયો. આ અવાજ, ત્રિભુવનને મોહ પમાડે તેવો અવાજ તેણે કદી સાંભળ્યો નહોતો. એ ભાન ભૂલવા લાગ્યો. તેણે વૃક્ષની ડાળી મજબૂત હાથે પકડી અને સૂરના સ્વામીને જોવા એ વધુ ઊંચો થયો; પણ એ લથડી, ધરતી ઉપર આવી પડ્યો. એ સાનભાન ખોઈ બેઠો.

થોડી વાર પછી તેની આંખો ઊઘડી ત્યારે એ આભો બની ગયો. શાંત, શીતળ પ્રકાશથી વન શોભી રહ્યું હતું. વૃક્ષો આનંદથી હસી રહ્યાં હતાં. નદીનો પ્રવાહ પુલકિત બની નાચી રહ્યો હતો. પશુ–પંખી કો' આનંદસમાધિમાં મસ્ત હતાં. ડાકુને વાતાવરણ ભવ્ય લાગ્યું. એના ચિત્તને એ શાન્તિ આપી રહ્યું.

 એ ઊભો થયો. બાજુમાં તેણે બે કુમારોને જોયા. એ મુગ્ધ બની

ગયો. એની સામે અલૌકિક દૃશ્ય હતું. એ જ્યાં ઊભો હતો ત્યાં સ્થિર થઈ ગયો. સામે જ બલરામ અને કૃષ્ણ શાંત પ્રકાશ વચ્ચે ઊભા હતા. એમના દેહની છટા અનેરી હતી. ચહેરા ઉપર અદ્‌ભુત સુંદરતા હતી. આંખોમાંથી અમૃત ઝરતું હતું. બહુમૂલ્યાં કીંમતી વસ્ત્રો આભૂષણો એમનાં અંગ ઉપર ઓપતાં હતાં. ભટ્ટજીએ જેનું વર્ણન કર્યું હતું તે સ્વરૂપ સાક્ષાત્ નજર સમક્ષ હતું. ડાકુ જન્મથી ડાકુ હતો. દયા એના હૃદય સુધી પહોંચી નહોતી. લાગણી જેવી વસ્તુ સંસારમાં અસ્તિત્વ ધરાવે છે એ તે જાણતો નહોતો. પોતાના હૃદયથી બીજી વ્યક્તિને દુઃખ થશે કે નુકસાન થશે એ તેણે કદી વિચાર્યું નહોતું. બહુ કઠોર અને નિર્દય ડાકુ તરીકે તેની પ્રખ્યાતિ હતી. ધાર્યું કામ કરવાનો એ આગ્રહી હતો.

એ આ કુમારોને જોઈ જીવનમાં પ્રથમ વાર ડર્યો : 'આ કુમારોનાં ઘરેણાં કેમ ઝૂંટવી લેવાં ? આ લોકો ઉપર હાથ કેમ ઉપાડાય ?'

ડાકુના હૃદયમાં અનેક વિચારતરંગો ઊઠવા લાગ્યા. વર્ષોની રૂઢ થયેલી ડાકુવૃત્તિ જોર કરતી હતી : 'એ અહીં કિંમતી ઘરેણાં લૂંટવા આવ્યો છે ! જીવનભરનું દુન્યવી સુખ પ્રાપ્ત કરવા હાથમાં આવેલો મોકો એ શા માટે જતો કરે ? આવી તક ક્યારે મળે ?' એ વિચારતો હતો.

સાત્ત્વિક વૃત્તિઓ તો પારિજાતના પુષ્પ જેવી નાજુક છે. એને મુરઝાતાં વાર નહિ. બહુ સન્માનથી એ વૃત્તિઓને સાચવો તો રહે ! ડાકુએ જીવનમાં સાધના સેવી નહોતી.

તેણે ડાંગ ઉપાડી. એ પછી આ કુમારો તરફ ધસ્યો :

'છોકરાઓ, તમારાં ઘરેણાં ઉતારી મને આપો, ઝડપ કરો.'

'શા માટે ?'

'શા માટે ?' ડાકુએ પડઘો પાડયો, 'હું એ લેવા આવ્યો છું, લૂંટવા આવ્યો છું એ માટે.'

'અમે નહિ આપીએ.' કૃષ્ણે કહ્યું.

'હેં !' ડાકુથી પ્રતિકાર સહન થઈ શક્યો નહિ. એ બોલી ઊઠયો : આ લાઠી જોઈ છે ? એનાથી માથું ફોડી નાખીશ, સમજ્યા ?'

ડાકુનું વર્તન જોઈ કૃષ્ણે ચીસ પાડી : 'ઓ બાપ રે !'

ડાકુ આ ચીસ સાંભળી ચમક્યો. કોઈ મદદે આવી ચઢશે તો બાજી બગડી જશે એ બીક લાગી. તેણે શ્રીકૃષ્ણની બોચી પકડી લીધી, પણ એ કૃત્ય તો બહુ ભારે પડી ગયું. શ્રીકૃષ્ણના શરીરનો સ્પર્શ થતાં ડાકુના

શરીરમાં વીજળીનો સંચાર થયો. એ વ્યાકુળ બની ગયો. પણ અસ્થિર બની ગયા : 'અરે ! તમે કોણ છો ? તમારો સ્પર્શ થતાં હું જાણે ભાન ભૂલું છું. તમે મનુષ્ય છો કે દેવતા ?'

શ્રીકૃષ્ણે હસીને કહ્યું: 'અમે મનુષ્ય છીએ. નંદબાબાના પુત્રો છીએ.'

'નહિ, નહિ. તમે મનુષ્ય નથી, દેવ છો ! તમે બોલો છો ત્યારે મુખમાંથી ફૂલ ખરે છે. તમે હસો છો ત્યારે હર્ષના ફુવારા ઊડે છે. તમારો સ્પર્શ થાય છે અને હું પરવશ બની જાઉં છું. તમારાં ઘરેણાં...ના, ના, મારે ન જોઈએ. મને એમ થાય છે કે તમને આથીય વધારે ઘરેણાં હું મારે હાથે પહેરાવું.'

શ્રીકૃષ્ણ બળરામ સામે જુએ છે. જરા નેણ નચાવે છે અને ડાકુને કહેવા લાગે છે : 'તમે અમને મારશો નહિ ને ?'

ડાકુ શરમથી નીચે જોઈ રહે છે.

'તમને મારવાની મારામાં શક્તિ નથી. તમને જોઉં છું અને મારી શક્તિ હણાઈ જાય છે. તમે કોણ છો, ખરું કહો.'

બન્ને ભાઈઓ ડાકુની તદ્દન નજીક આવે છે. મંદ મંદ હસે છે.

'અમે કોણ છીએ એ કહ્યું તો ખરું !'

'નહિ, તમે દેવ છો. તમારા દર્શનથી મારા હૃદયને ખૂબ શાંતિ મળે છે. ભૂખ-તરસ, આશા-ઇચ્છા સર્વ નાશ પામે છે. ઇચ્છા થાય છે, બહુ તીવ્ર ઇચ્છા થાય છે કે દર્શન કરતો રહું. સદાય દર્શન કરતો રહું.'

'તમે તો ઘરેણાં લેવા આવ્યા હતા ને ?'

'અમે ઘરેણાં આપીએ તો ?'

'તોપણ નહિ. મારે હવે ન જોઈએ.' ડાકુએ દૃઢતાથી કહ્યું.

પ્રભુની લીલા અપાર છે. ડાકુની ઇચ્છા નથી ત્યારે એ ઘરેણાં આપવા તત્પર થયા છે. બલરામે તો પોતાની ડોકમાંથી માળા કાઢી ડાકુના હાથમાં મૂકી : 'લ્યો, હું રાજીખુશીથી આપું છું.'

ડાકુ વિમાસણમાં પડ્યો. શ્રીકૃષ્ણે તો એની વિમાસણને વધારી મૂકી. એ તો એક-પછી-એક પોતાના અલંકારો ડાકુને આપવા લાગ્યા.

અલંકારોનું તેજ ડાકુને આંજી રહ્યું હતું. સામાન્ય સંજોગોમાં આ ઘરેણાંની પ્રાપ્તિ માટે કોઈનું લોહી રેડતાં ડાકુ અચકાતો નહિ. આજે અજાણતાં પ્રભુનાં દર્શન થતાં ડાકુની વૃત્તિ બદલાઈ હતી. એને ઘરેણાંની

 લાલસા રહી નહોતી. ઘરેણાંના તેજથી એ અંજાતો હતો, પણ એ

લેવાની ઇચ્છા રહી નહોતી.

'હું નહિ લઉં.' ડાકુએ ફરીથી કહ્યું.

'પણ હું આપું છું. તમારે લેવાં પડશે.' શ્રીકૃષ્ણે હસીને કહ્યું. ત્રિભુવનના નાથે ડાકુ સામે એવી મમતાભરી નજરે જોયું, કે ડાકુ પાણી પાણી થઈ ગયો. એ મૂગો થઈ ગયો. આપનાર ઇશ્વર હતા, લેનાર માનવી હતો. ડાકુના અંતરમાં ધનની તૃપ્તિ રહી નહોતી. દેવોને દુર્લભ પ્રભુદર્શન તેને થયું હતું. એ દર્શને એની જીવનદૃષ્ટિ બદલી નાખી હતી.

એને કશું જાણવું નહોતું—પ્રભુ નાં દર્શન સિવાય.

ડાકુની પછેડીમાં શ્રીકૃષ્ણે ઘરેણાં મૂક્યાં. પોટલી બાંધી ડાકુને આપી.

'એક શરતે ઘરેણાં લઉં.' આખરે ડાકુ બોલ્યો.

'કહો.'

'રોજ આપે દર્શન આપવાં પડશે.'

'કબૂલ !'

હર્ષથી પુલકિત થતો ડાકુ પોતાના ઘર તરફ પાછો ફર્યો. એનું કાર્ય સિદ્ધ થયું હતું. સીધો ભટ્ટજીને ઘેર પહોંચ્યો. બહાર ઊભા રહી તેણે બૂમ પાડી : 'એ ભટ્ટજી ! ઘરમાં છો કે ?'

ભટ્ટજીએ અવાજ પારખ્યો. એમના દિલમાં ધ્રાસકો પડચો.

હવે ડાકુને કઈ રીતે પાછો કાઢવો એ મથામણ શરૂ થઈ.

'એ ભટ્ટજી !'

ભટ્ટજીને આખરે આવવું પડ્યું. તેમણે ડાકુ સામે જોયું અને ભારે આશ્ચર્ય થયું. ડાકુના ચહેરા ઉપરની ક્રૂરતા અદૃશ્ય થઈ હતી. આંખોમાં કરડાકી નહોતી. સૌમ્ય–સરલ, નિર્દોષ આદમી ત્યાં ઊભો હતો. એનો ચહેરો આનંદિત જણાતો હતો. ભટ્ટજીએ કંઈક નિરાંત અનુભવી.

'કેમ ભાઈ!'

'જુઓ આ પોટલી. તેમાં તમારા કહ્યા પ્રમાણે જ ઘરેણાં છે ને ?'

આશ્ચર્યને વાગોળતા ભટ્ટજીએ પોટલી છોડી.

એ ચમકીને બે ડગલાં પાછળ હટી ગયા : 'આ !'

ભટ્ટજી સ્તબ્ધ થઈ ગયા. એ ડાકુ સામે અનિમેષ જોઈ રહ્યા.

આશ્ચર્યમાં ડૂબેલા ભટ્ટજીની નજીક આવી ડાકુએ કહ્યું :

'જુઓ આ બંસી ! એ જ ને ?'

'આ માળા ! ગોરા છોકરાએ આપી છે.'

ભટ્ટજી ચૂપ છે.

'આ હાર ! પેલા શામળા છોકરાએ આપ્યો છે. તેમાં મણિ જડેલો છે. તપાસી જુઓ.'

ભટ્ટજીને ચૂપ જોઈ ડાકુ સાવ નજીક આવ્યો. કહેવા લાગ્યો :

'ભટ્ટજી ! કંઈ વિચારમાં પડ્યા ? તમારે આ ઘરેણાં જોઈએ તો રાખો, મારે જરૂર નથી. અને તો આનાં દર્શન બસ છે.'

ભટ્ટજીએ દોડીને ડાકુનું બાવડું પકડી લીધું :

'ભલા ભાઈ ! તને દર્શન થયાં ?'

'નહિ તો ! તમે કહ્યું હતું તે જ સ્થળે તેઓ મને મળ્યા. શું રૂપ છે એ બે ભાઈઓનું ! જાણે દર્શન કર્યા જ કરીએ, બસ કર્યા જ કરીએ.'

ભટ્ટજી ઊંડા મંથનમાં પડ્યા. આ ડાકુને દર્શન થયાં કઈ રીતે ? મોટામોટા યોગી–મુનિઓ સંસાર ત્યાગી વર્ષો સુધી કઠિન તપશ્ચર્યા કરે છે અને છતાં દર્શનથી વંચિત રહે છે. આ ડાકુ, જેનું સારુંય જીવન મારફાડ, ચોરી, લૂટ અને અનાચારમાં વીત્યું છે તે કયા ચમત્કારથી પ્રભુદર્શન સાધ્ય કરી શક્યો !' ભટ્ટજીને મન એ મોટો કોયડો હતો.

'ભાઈ ! મને તારી વાત ઉપર વિશ્વાસ બેસતો નથી.'

ડાકુ હસી પડ્યો : 'વિશ્વાસ બેસતો નથી ? ચાલો મારી સાથે, તમને ખાત્રી કરાવું.'

ભટ્ટજી તુરત તૈયાર થયા.

ડાકુ ને ભટ્ટજી જ્યારે એ સ્થળે પહોંચ્યા ત્યારે સૂર્યોદય થવાની થોડી વાર હતી. એ જ વન, એ જ નદી, એ જ મેદાન, એ જ કદમ્બનું વૃક્ષ !

'જુઓ ભટ્ટજી ! અહીં જ મને નંદજીના એ પુત્રો મળ્યા હતા અને અહીં જ અલંકારો આપ્યા હતા.'

ભટ્ટજીને સ્થળ મોહક લાગ્યું. પણ એથી એની શંકા ટળી નહિ. એ સ્થળ નીરખવા આવ્યા નહોતા. એ તો માનવ અવતારે, સદેહે પ્રભુદર્શનના લોભે આવ્યા હતા.

'તમે આ વૃક્ષની ઓથે ઊભા રહો, આવશે કે તુરત બોલાવીશ.'

ભટ્ટજીને ડાકુ પાગલ લાગ્યો.

પણ ડાકુ તો શ્રદ્ધાથી, વિશ્વાસથી પ્રભુની પ્રતીક્ષા કરવા લાગ્યો.

એની અધીરાઈ વધતી જતી હતી. એનું અંગેઅંગ પ્રભુદર્શન માટે તલપી ઊઠ્યું હતું. એ કોઈ વાર વૃક્ષ ઉપર ચડતો હતો. એ કોઈ

વારે દૂર સુધી જઈ આવતો હતો. કોઈ વાર હાફળોફાંફળો થઈ અહીંતહીં ઘૂમતો હતો.

'ભાઈ! એ લોકો આવશે ? તને શ્રદ્ધા છે ? ભટ્ટજીએ પૂછ્યું.

'હા પંડિતજી ! એ જરૂર આવશે.'

ડાકુનું વાક્ય પૂરું થયું-ન-થયું અને બંસીનો સૂર ડાકુને કાને અથડાયો. એ આનંદથી નાચી ઊઠ્યો : 'એ આવ્યા પંડિતજી ! બંસીનો અવાજ સંભળાયો.. તમે સાંભળ્યો ?'

'ના.'

'ના ! ?' ડાકુને આશ્ચર્ય થયું. હવા ઉપર લહેરાતો બંસીનો મીઠો અવાજ સ્પષ્ટ સંભળાતો હતો : 'હું તો બરાબર સાંભળું છું.'

'હું તો કંઈ જ સાંભળતો નથી.' પંડિતજીએ પુનઃ કહ્યું.

'નથી ? શું કહો છો ? બહેરા છો ?' ડાકુ અવાજની દિશા ભણી જોઈ કહેવા લાગ્યો: 'જુઓ, પ્રકાશ સર્વત્ર ઝળહળી રહ્યો છે.'

'ભાઈ! મને અવાજ પણ સંભળાતો નથી અને પ્રકાશ પણ દેખાતો નથી.' પંડિતે લાચાર બની કહ્યું.

'પાગલ છો. આ ઝાડ, પાન, નદી, પૃથ્વી, આકાશ જોઈ શકો છો અને આ પ્રકાશ જોઈ શકતા નથી ?'

શ્રીકૃષ્ણ-બલરામ હવે સર્વ નજીક આવી પહોંચ્યા હતા. તેઓને ઉદ્દેશી ડાકુ કહેવા લાગ્યો : 'દેખો, કનૈયા ! આ પંડિતને તમારી બંસીનો અવાજ સંભળાતો નથી. આ પ્રકાશ એ જોઈ શકતા નથી ને હવે તો કહેશે કે એ તમને જોઈ શકતા નથી.'

ભટ્ટજીએ કહ્યું : 'ભાઈ! ખરું કહું છું. કોની સાથે વાત કરે છે ?'

'કૃષ્ણ સાથે, બલરામ સાથે.'

'હું કોઈને જોઈ શકતો નથી.' ભટ્ટજીએ સરળભાવે કહ્યું.

'હેં !' ડાકુના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે શ્રીકૃષ્ણને હાથ જોડી કહેવા લાગ્યો: 'આ બ્રાહ્મણ તો હદ કરે છે. તમને જોઈ શકતો નથી તો ઘરેણાં તમે આપ્યાં છે તે વાત કેમ માનશે ? દયા કરી દર્શન આપો.'

ભગવાને કહ્યું : 'મારા દર્શનનો અધિકાર હજી પ્રાપ્ત થયો નથી.'

ડાકુ સમજી શક્યો નહિ : 'એ તો પંડિત છે, વિદ્વાન છે. રોજ કથા-વાર્તા વાંચે છે. તમારા ગુનગાન કરે છે. પછી અધિકાર શા માટે નહિ ?'

'એ બધું કરે છે પોતાની આજીવિકા માટે. તેના અંતરમાં હજી

નિષ્કામ ભક્તિ રહી નથી એનું હૃદય નિર્મળ નથી એ નિર્દોષ નથી.’

‘એ ન સમજું. તમે દર્શન આપો; નહિ તો મારી હાંસી કરશે.’

ભક્તની માગણી પ્રભુ કેવી રીતે નકારી શકે? જુગજુગથી ભક્તની આબરૂ ભગવાન જાળવતા જ રહ્યા છે. એ હસ્યા. એમના હાસ્યમાં કરુણા નીતરી રહી હતી. ડાકુ નતમસ્તકે પ્રાર્થી રહ્યો :

‘મારી આબરૂ જાળવવા પણ પંડિતને દર્શન આપો.’

‘પંડિતને કહો કે એ તમારો હાથ પકડી મારી ઝાંખી કરે.’

પંડિતે ડાકુના હાથનો સ્પર્શ કર્યો અને એની આંખો સામે ભગવાન શ્રીકૃષ્ણની મંગળ મૂર્તિ ખડી થઈ. સહસ્ર વર્ષો તપશ્ચર્યા કરતાં પણ જે દર્શન દુર્લભ હતાં તે, ભક્ત ડાકુ ભક્તના સમાગમે સાંપડ્યા.

એ અને ડાકુ પ્રભુચરણમાં લેટી પડ્યા. જીવન ધન્ય બની ગયું.

માનવી શ્રદ્ધાથી, વિશ્વાસથી, અજાણતાં પણ પ્રભુને પામવા મથે છે તો એને પ્રભુદર્શન દુર્લભ નથી. સાચી લગની લાગી હોય એવા ભક્તોની શોધ તો શ્રી પ્રભુ સ્વયં કરતા હોય છે. આ ડાકુના જેવી લગની સૌ કોઈને લાગે તો ?...તો પૃથ્વી જરૂર વૈકુંઠ બની જાય.



(૪)



# સદન કસાઈ



માથે ટોપલો ઉપાડી ચાલ્યા જતા રાહદારીને ઠોકર વાગી અને પડતાંપડતાં એ માંડ બચ્યો. મોંમાંથી ઉદ્‌ગાર સરી પડ્યો : 'રામ !'

રામમંદિરને ઓટલે બેઠેલા નાનામોટા ગૃહસ્થોમાંથી કેટલાય હસી પડ્યા. અને એમાંય જ્યારે રાહદારીના ઝૂકી પડેલા ટોપલામાંથી એક–બે માછલીઓ રસ્તા ઉપર પડી અને એ જ્યારે એ ગૃહસ્થોએ જોઈ ત્યારે હાસ્ય ક્રોધમાં પલટાઈ ગયું. કેટલાક તો ઓટલા ઉપર ઊભા થઈ ગયા અને બોલી ઊઠ્યા : 'તું તો કોણ છે ? જીવોની હિંસા કરે છે અને વળી રામનું નામ ઉચ્ચારે છે ?'

'અરે ! તું તો રામનામને અપવિત્ર કરે છે.' કોઈ એ કહ્યું.

બિચારો માછીમાર છોભીલો પડી ગયો. નીચે પડેલાં માછલાં ઝડપથી વીણી લીધાં અને સૌની માફી માગતો જવા લાગ્યો.

'એક તો અખાદ્ય વસ્તુનો વેપલો કરવો અને પાછું પ્રભુનું નામ લેવું—કેટલું વિચિત્ર !'

'આ હલકા લોકોનું એ જ દુઃખ છે ને ! જેવો–તેવો ધંધો ચાલુ રાખે અને ઉપરથી છૂટથી ભગવાનનું નામ વાપરે.'

'પ્રભુ તો આ લોકોથી હજાર ગાઉ દૂર રહેતા હશે !'

એક છેડે બેઠેલા સાધુ આ ચર્ચા ધ્યાનથી સાંભળી રહ્યા હતા. શાન્ત મધુર સ્વરે તે બોલ્યા :

'પ્રભુનું નામસ્મરણ એ કંઈ માત્ર સવર્ણોનો જ ઇજારો નથી.'

બધાનું ધ્યાન આ સાધુ તરફ ખેંચાયું. સાધુના ચહેરા ઉપર તેજ

હતું. આંખોમાં નમ્રતા હતી અને વાણીમાં મીઠાશ હતી. સાધારણ સંજોગમાં આ લોકો ચર્ચામાં વિક્ષેપ કરનારને ઉધડો લઈ તેને ત્યાં રહેવું મુશ્કેલ કરી મૂકત, પણ સાધુની પ્રતિભા જોઈ તેઓ શાન્ત રહ્યા.

'ગમે તે વ્યક્તિ, બ્રાહ્મણ કે હરિજન, કથાવાર્તા કરનાર કે કસાઈ, પ્રભુમાં ચિત્ત લગાડે તો જરૂર ભવસાગર તરી જાય છે. પ્રભુનાસ્મરણ એ તો અગ્નિ છે, જે પાપનો નાશ કરે છે અને અઘટિત કર્મોનાં પરિણામને નષ્ટ કરે છે. તમે સદન કસાઈની વાત નથી સાંભળી ?'

'સદન કસાઈ ? એ કોણ હતો ?' કોઈએ પૂછ્યું.

'હતો તો એ કસાઈ ! માંસ વેચવાનો ધંધો કરતો.'

'અરરર ! ! !' સામે બેઠેલા ગૃહસ્થો અકળાઈ ઊઠ્યા.

'પણ પ્રભુનો પરમ ભક્ત હતો. એના પ્રત્યેક શ્વાસમાંથી હરિનામનો ધ્વનિ ઊઠતો અને ચિત્તને એ સદાય પ્રભુસ્મરણમાં રોકી રાખતો.'

'કસાઈ ? માંસ વેચનારો !'

'હા કસાઈ ! પ્રાતઃકાળમાં જેનું નામસ્મરણ કરતાં કાયા ધન્ય બને એવો સાત્ત્વિક ભક્ત !'

'મહારાજ ! તો માંડીને એમની વાત કરો.' એકે આગ્રહ કર્યો.

'હા, હા; જરૂર વાત કરો.' સૌએ સૂરમાં સૂર પુરાવ્યો.

સાધુએ સ્વસ્થ થઈ, તેમની ધીરગંભીર વાણીમાં કહેવા માંડ્યું :

'સદન નામનો એક કસાઈ હતો. લોકો તેને 'સદનો' કહેતા. હલકા વર્ણનાં સ્ત્રીપુરુષોનાં નામ બગાડવામાં ઉજળિયાત વર્ગને સદાય આનંદ રહ્યો છે. અને એથી, જો કે સદન પ્રભુનો પરમ ભક્ત હોવા છતાં, લોકો ગમે તે નામથી સંબોધે એની ભક્તને પરવા નહોતી. એ તો પ્રભુનું નામસ્મરણ સદાય ચાલુ રાખતા અને પ્રભુમાં જ હર પળ, હર ક્ષણ, ચિત્ત જોડી રાખતા. ભક્તનું હૃદય જેટલું ભક્તિભીનું હતું એટલું જ કરુણાથી ભર્યું હતું. રાગદ્વેષથી એ પર હતા. સૌ પ્રત્યે એને સદ્ભાવ હતો.

'તો એ જીવહિંસા કેમ કરતા ?' શ્રોતામાંથી એકે શંકા વ્યક્ત કરી.

'એ જીવહિંસા કરતા નહિ, માંસ ખરીદીને એ વેચતા. ગરીબ નાનાં પ્રાણીઓનાં ગળાં ઉપર છરી ફેરવવાની હિંમત કરતા નહિ. પેટ-ગુજારા માટે બાપદાદાનો ધંધો કરતા. સંસારમાં રહી કુટુંબીઓનું પાલન-પોષણ કરવાનું હરેક ગૃહસ્થના લલાટે લખાયેલું છે જ. કસાઈનો ધંધો

 એને કરવો પડતો. સદનજી માંસ વેચતા, પણ હરિના નામની ધૂન

ચાલુ રાખતા. કોઈ કોઈ વાર તો એ પ્રેમોન્મત્ત બની નાચી ઊઠતા. એમને દેહનું ભાન રહેતું નહિ. દુકાનમાં છે કે ઘરમાં છે એનું સ્મરણ રહેતું નહિ. ખાવાનું એક તરફ પડ્યુ રહેતુ અને ભક્ત સદન વિહ્વળ બની, મત વાલા બની, હૃદય વીંધી નાખે એ રીતે પ્રભુવિરહની ચીસ પાડતા. જાણે વાછરડું માને મળવા ધમપછાડા કરતું હોય, જાણે બાળક માના ખોળામાં બેસવા વલવલતું હોય, જાણે ચાતક મેઘને ઝંખતો હોય, જાણે પાણીના બુંદ માટે તૃષાતુર વલખાં મારતો હોય ! પ્રભુને પ્રાપ્ત કરવાની એવી તીવ્ર લગની સદન કસાઈ ને હૈયે હતી.'

'સાંભળો છો, શેઠ !' સાધુએ પાસે બેઠેલા શેઠને ઉદ્દેશી કહ્યું :

'માંસ વેચનારા એક કસાઈ ને, સદના કસાઈ ને પ્રભુની લગની લાગી હતી. ભવોભવનાં બંધનો તૂટવાનાં હોય એને જ એવી લગની લાગે છે.'

લગનીના ખ્યાલે કથા કહેતા સાધુ ઘડીભર અંતરમાં દૃષ્ટિ કરી રહ્યા અને સાંભળનારા સૌ આ સાધુના ચહેરા ઉપર ચમકતા સાત્ત્વિક તેજને મુગ્ધ બની જોઈ રહ્યા. સાધુએ થોડી ક્ષણો બાદ આંખો ખોલી. જાણે નવું ચેતન મળ્યું હોય તેમ એ ઉત્સાહિત બની કહેવા લાગ્યા : 'પ્રભુની લીલા અપાર છે. ભક્ત સદન જ્યારે પ્રભુ માટે ઝૂરી રહ્યા હતા ત્યારે શ્રી પ્રભુ પોતે શાલિગ્રામજીના રૂપમાં ભક્તની પાસે જ વિદ્યમાન હતા. માંસ જોખવાનું એક તોલમાપ બની એ ભક્તના ચરણ પાસે જ એ પડ્યું રહેતું. ભક્તને એનું ભાન નહોતું, પણ ભક્ત જ્યારે માંસ જોખવા એ તોલમાપને [શાલિગ્રામને] ઉપાડતા ત્યારે ભક્તના હાથનો સ્પર્શ થતાં પ્રભુ શીતળતા અનુભવતા.'

'હેં ! ધન્ય પ્રભુ !' કોઈ બોલી ઊઠ્યું.

'પ્રભુ તો ધન્ય છે, પણ ભક્ત પરમ ધન્ય છે. સાધુએ ઉમેર્યું : 'જેના સાન્નિધ્યમાં રહેવા માટે શ્રી પ્રભુને સ્વયં માંસ જોખવાનું તોલું (કાટલું) બનવું પડે એ ભક્ત કેટલો બડભાગી હશે ? તમે જ કહોને ?'

સદન કસાઈની આ ઉચ્ચ ભક્તિની કલ્પનાએ શ્રોતાજનોની આંખો ભીની થઈ અને સૌ અંતરથી પ્રભુને યાદ કરવા લાગ્યા.

સાધુની વિમલ વાણી આગળ વધી : 'એક વખત એક સાધુ સદનની દુકાન પાસેથી પસાર થયા. એની નજર શાલિગ્રામ ઉપર પડી. એ થંભી ગયા. શાલિગ્રામજીની એ મનોહર મૂર્તિ હાથ કરવા સાધુને લાલચ થઈ. એણે સદન પાસે આવી મૂર્તિની માગણી કરી, કોઈને નારાજ ન



કરવાની વૃત્તિવાળા સદને પ્રસન્નતાપૂર્વક એ મૂર્તિ સાધુને ભેટ તરીકે આપી દીધી. સાધુ તો શાલિગ્રામનું મૂલ્ય સમજતા હતા. એને બહુ સંતોષ થયો એ તો મૂર્તિ લઈને આવ્યા પોતાના સ્થાનકે! મૂર્તિને સારા સ્થળે પધરાવી ઘટતી વિધિ કરી, પૂજા કરી.

પણ તે જ રાત્રે ખુદ શાલિગ્રામજીએ સ્વપ્નમાં આવીને સાધુને કહ્યું : 'અરે! તું મને અહીં કેમ લાવ્યો છે? મારે તો સદનને ઘેર રહેવું છે. એના વગર મને ક્યાંય ચેન પડતું નથી. એના હાથનો સ્પર્શ થાય છે અને મને શાન્તિ મળે છે. એની પ્રેમાતુર પ્રાર્થનાના શબ્દો હું સાંભળું છું અને હું આનંદથી નાચી ઊઠું છું. એના કંઠમાંથી 'હરિ' નામનો ધ્વનિ બહાર પડે છે અને હું પરમ મીઠાશ અનુભવું છું. મને એના સાન્નિધ્યમાં પહોંચાડો તો જ સુખ મળશે, તો જ કાળજે ટાઢક વળશે.'

પ્રભુનું આ આક્રંદ સાધુથી સહન થયું નહિ. એ જાગીને સીધા સદનને ઘેર પહોંચ્યા. એનાં ચરણ પકડી લીધાં :

'ભક્તરાજ! તમારું પ્રેમભીનું હૃદય જ આ મૂર્તિનું મંદિર છે અને શ્રી પ્રભુ એ મંદિર છોડી બીજે ક્યાંય રહેવા ઇચ્છતા નથી. તમે સાચે જ બડભાગી છો. તમારા ઉપર શ્રી પ્રભુની અપાર કૃપા છે.'

ભકત સદનને આ હકીકત જાણી ત્યારે એ ગળગળો થઈ ગયો.

એને તો ખ્યાલ પણ નહોતો કે, જેને એ માંસ જોખવાનું કાટલું માનતા હતા તે સાક્ષાત્ શ્રી વિષ્ણુ ભગવાનની મૂર્તિ છે. માંસ જોખવાના કાર્યમાં મૂર્તિનો ઉપયોગ કરવા માટે સદનને બહુ પસ્તાવો થવા લાગ્યો. એમની આંખમાંથી આંસુની ધાર વહેવા લાગી : 'પ્રભુ ! ક્ષમા કરો ! આપને મેં ઓળખ્યા નહિ. મારા જેવા પતિતને ત્યાં આપ આ સ્વરૂપે વસ્યા એનો મને કયાંથી ખ્યાલ હોય ? દયાઘન ! મને ક્ષમા કરો.'

સાધુ સ્વપ્નાની વાત કહેવા લાગ્યા અને સદનની સ્થિતિ વિચિત્ર થવા લાગી. એનું સારુંયે શરીર રોમાંચિત થઈ ગયું. પ્રેમના આવેશનો ઊભરો આવ્યો અને આ પ્રભુપ્રેમના આવેશે તો સંસારનાં એનાં બંધનોને તોડી નાખ્યા. પ્રભુવિયોગથી ઝૂરતો, શાલિગ્રામની મૂર્તિને હૈયા સાથે ચાંપતો એ, ઘરબાર છોડી, શ્રી જગન્નાથજીના પુણ્યક્ષેત્રે જવા ઊપડયો.

પુરીમાં જઈ હવે તો શ્રીપ્રભુનાં ચરણમાં જ વાસ કરવાનો તેણે નિશ્ચય કર્યો. એ નિશ્ચયને અમલી કરવા એ એક ક્ષણ પણ પોતાના ગામમાં પોતાના પરિવાર સાથે રહ્યો નહિ.

પ્રભુ સિવાય જેને બીજો વિચાર નથી એ સદન, પુરી જવાના માર્ગમાં નાચે છે, કૂદે છે, હરિગુણ ગાય છે. લોકો ટોળે વળી આ પ્રભુઘેલા ભકતને જોઈ રહે છે—કોઈ આશ્ચર્યથી, તો કોઈ સદ્ભાવથી. કોઈ એની આ વિચિત્ર દશા જોઈ પાગલ કહેતું. સંસારીઓએ ભકતને સદાય પાગલ માન્યા છે, પણ આ પાગલપણાનો સ્વાદ જેણે ચાખ્યો છે તેણે પુનઃ હોશમાં આવવાનો વિચાર કર્યો નથી.

ભકત સદન, પુરીને પંથે, આગળ વધતા જ રહે છે.

ભકતની આ દશા જોઈ રસ્તામાં આવતા જડ ડુંગરાઓ પણ પુલકિત બની રૂપ બદલે છે. નાની પગદંડીઓ પણ ભકતના પગના સ્પર્શે ધન્યતા અનુભવે છે. કયાંક આવતી ઊંડી ખીણો પોતાની ભયંકરતા છોડી, વૃક્ષોની ઓથે, ભકતનાં દર્શને ગંભીર બની હસી ઊઠે છે. ભકતને પગલે પગલે જાણે એક કોયડો ઉપસ્થિત થતો હતો : 'વ્યકિતને આધારે કુદરતનું સૌંદર્ય છે કે કુદરતને આધારે વ્યકિતનુ સૌંદર્ય પ્રગટે છે ? કોણ નક્કી કરે ?

તન્મય બનીને કથા કહેતા સાધુએ થોડું જલપાન કર્યું અને દૃષ્ટિ ફેરવી તો રામમંદિરને ઓટલે માણસોની ઠઠ જામી હતી. લોકો રસપૂર્વક કથા સાંભળી રહ્યા હતા. સાધુને પણ સંતોષ થયો કે તેમની વાણી લોકોને

ખેંચી રહી છે. બમણા ઉત્સાહથી તે કહેવા લાગ્યા : 'પુરી જતાં એ
દિવસે, સંધ્યા સમયે, સદનજી એક ગામમાં પહોંચ્યા. કેટલાંક રંગી
ગામ હોય છે, તો કેટલાંક ભૂખડીબારસ હોય છે, કેટલાંક શાંત અને સૌ
હોય છે. સદનજી તો પ્રભુનાં ચરણમાં ચિત્ત પરોવી રહ્યા હતા. આ ગા
રંગીલું છે કે ભૂખડીબારસ, એની એમની કંઈ ગતાગમ નહોતી.

'મીઠી હલકે, એકધ્યાને હરિકીર્તન કરતા સદનજી સૌનું ધ્યાન રો
રહ્યા. એક ભાવિક ગૃહસ્થ તો તેમને થાકેલા જોઈ પોતાના ઘેર તેડી લાવ્ય
તેમનો સારો સત્કાર કર્યો. પ્રેમપૂર્વક ભોજન કરાવ્યું અને નીચે
ભાગમાં એમને માટે સૂવાની વ્યવસ્થા કરી. પોતાની બધી ચિંતા પ્રભુ
સોંપી જળકમળવત્ રહેતા ભકત તો પોતાની જગ્યાએ દેહને આર
આપવા સૂતા અને થોડી વારમાં ઘસઘસાટ ઊંઘવા લાગ્યા.

પણ સદનજી ઊંઘ પૂરી કરી શકયા નહિ. જગન્નાથજીનાં ચર
પહોંચે તે પહેલાં, એમની આકરી કસોટી થવાની હતી. એ કસોટી
પળ આવી રહી હતી—આ સ્થળે, આ ગૃહસ્થને ઘેર !

સદનજી આ ગૃહસ્થને ઘેર આવ્યા, ભોજન કર્યું અને છેવટે ઊંઘ
ગયા તે બધો સમય, બે લાલસાભરી આંખો એમના ઉપર ઘૂમરીઓ લે
હતી. ભકતના ચહેરા ઉપર ચમકતું શાન્ત રૂપ, એના વાંકડિયા વાળ
મૃગના જેવી આંખો, તંદુરસ્ત સુડોળ શરીર આ ગૃહસ્થનાં પત્નીની આંખે
ચડી ગયું હતું અને આ રૂપના આકર્ષણે આ સ્ત્રી બહાવરી બની હ
એ સ્ત્રીની નાજુક, મોહિની ઉછાળતી દેહલતા, ભકતને જોઈ, રંગીલી
કાલ્પનિક સૃષ્ટિમાં ઝૂલવા માંડી હતી. એનો પતિ નિદ્રાધીન થયો અને
એ સ્ત્રી બદઈરાદે ભકત પાસે પહોંચી. બિચારા સદનજી તો નિર્દોષભાવે
નિરાંતે ઊંઘતા હતા. એમને તો કયાંથી ખ્યાલ હોય, કે આ ઘરની સ્ત્રી
મધરાતે અભિસારિકા બનીને આવશે ! એ સ્ત્રીએ ભકતને જગાડયા
અને ભલભલાને મોહિની લગાડે એવી છટાથી એ ઊભી રહી.

ભકતને માટે આ દૃશ્ય નવીન હતું. અનિમેષ આંખે એ સ્ત્રીને
જોઈ રહ્યા. તેની જુવાની બે કાંઠે છલકાતી હતી. રૂપ અથાક હતું અને
પુરુષ–માત્રને પળમાં પરવશ કરી મૂકે એવી જે નિસર્ગદત્ત શકિત કેટલીક
સ્ત્રીઓમાં હોય છે, તે શકિત આ સ્ત્રીમાં હતી. પરમાત્માના આ સર્જન
સામે ભકત નિર્લેપ રહી, સદ્‌ભાવપૂર્વક જોઈ રહ્યા. સદનજીની વિરોધ
 વગરની આ મૂક અવસ્થાને સ્ત્રીએ અવળા અર્થમાં ઘટાવી.



એ વધુ નજીક સરી, પણ ભક્ત સાવધ હતા. સાવધાની એ જ સાધકની મૂડી છે.

'તમે ? માતા ! અહીં આ વખતે ?'

વાસનાથી ઘેરાયેલી આ સ્ત્રીને 'માતા' શબ્દ ખૂંચ્યો. એ માતાનું સંબોધન સાંભળવા અહીં આવી નહોતી. તેણે તો નફફટ બની સંતજી પાસે દૂષિત પ્રસ્તાવ મૂક્યો; પણ ભક્તજી છળી ઊઠ્યા. સર્વ જીવો પ્રત્યે સમભાવ રાખતું એમનું ભક્તહૃદય આ નિર્લજ્જ સ્ત્રીની હીન દશા જોઈ ઘડીભર તો થીજી ગયું.

'સ્ત્રી પુરુષને લોભાવે છે એ મેં સાંભળ્યું હતું. પરંતુ સ્ત્રીનો એ વર્તાવ તો આજે જ જોઉં છું. પણ મા ! સ્ત્રીમાં એવું આકર્ષણ શું છે ?'

જવાબમાં કામાતુર સ્ત્રીએ પોતાના દેહનો ત્રિભંગ રચ્યો અને જેને જોતાં જ પુરુષોને સ્ત્રીનું ઘેન ચડે એવો કાતિલ નશો આંખમાં લાવી ઊભી રહી ! સંત કસાઈ આ દૃશ્ય જોઈ હસી પડ્યા : 'માતાજી, હું તો હવે સ્ત્રીમાત્રને માતૃરૂપે જોઉં છું. તમારા ચરણની ધૂળ આપી જતા રહો.'

'તમારું સ્થાન તમારા પતિ પાસે હોય. કૃપા કરી ત્યાં જાઓ.'

પરંતુ આ સ્ત્રીની વિવેકબુદ્ધિ, વાસનાના આવરણથી જડ બની

હતી. તેણે માન્યું કે રૂપાળો એ તેથી પતિની બીકે જાકારો આપે છે.

તે ઝડપથી બહાર ગઈ. મનમાં નિશ્ચય કરી લીધો. તલવાર લઈ તે પાપિણીએ પતિનું શિર ધડથી અલગ કરી નાખ્યું અને દોડતી પાછી ફરી.

'મારો ધણી તમારા માર્ગમાં આડે આવતો હતો ને? એની તમને બીક હતી?' તે સ્ત્રી કહેવા લાગી : 'હવે એની બીક રહી નથી. મેં એનું કાટલું કાઢી નાખ્યું છે.'

'એટલે ?'

'એનો વધ કરીને હું આવી છું. હવે કોઈની રોકટોક નથી રહી.'

આ ભયંકર શબ્દો સાંભળીને સદનજી ધ્રુજી ઊઠયા. એ ક્રોધને તો જીતી ગયા હતા. કોઈ ને ફિટકાર આપવા એ તૈયાર નહોતા. એ તો હરિનો જાપ કરવા લાગ્યા. વ્યાકુળ બનેલા ચિત્તને હરિના નામસ્મરણ વડે સ્વસ્થ કરવા તેઓ મથી રહ્યા. સ્ત્રી અનેક હાવભાવથી ભકતને વીનવવા લાગી. પોતાના ફાંસલામાં ફસાવી લેવા અનેક યુકિત–પ્રયુકિતઓ અજમાવવા લાગી. પણ એ સ્ત્રી આખરે ફાવી નહિ

નિષ્ફળ સ્ત્રી વીફરે છે તે રીતે, માનભંગ થતાં, પોતાની વાસના અતૃપ્ત રહેતાં એ સ્ત્રી ચંડિકા બની વેરની વસુલાત કરવા એ તૈયાર થઈ.

બહાર જઈ એ છાતીફાટ રડવા લાગી. માથું પછાડવા લાગી. વાળ પીંખવા લાગી. પાસપડોસના લોકો દોડીને ત્યાં આવી પહોંચ્યા.

'શું છે? શા માટે રડો છો ?'

'આ માણસ દુષ્ટ છે. તેણે મારા પતિની હત્યા કરી અને હવે એ મારું શિયળ લૂંટવા ચાહે છે.'

સાંભળીને લોકોનો ઉશ્કેરાટ વધ્યો. તેઓએ ભકતજીને પકડયા. ભકત તો પ્રભુના નામનો જાપ જપતા હતા. નામસ્મરણના બળથી એમનામાં સ્વસ્થતા આવી ચૂકી હતી. 'પ્રભુ જ રક્ષક છે' એવી શ્રદ્ધાવાળા ભકતજી આ અનોખી લીલા જોઈ રહ્યા.

બચાવમાં તેમણે એક શબ્દ સરખો ઉચ્ચાર્યો નહિ.

મામલો કોર્ટે પહોંચ્યો. એ દુષ્ટ સ્ત્રીએ ભકતને બરોબર સંડોવ્યા. આંસુ પાડતાં, રુદન કરતાં તેણે ન્યાયમૂર્તિ પાસે નિવેદન કર્યું કે, 'આ માણસ મનુષ્ય-વધ માટે જવાબદાર છે, એટલું જ નહિ, પણ સ્ત્રીને અનાથ જોઈ કામવાસના તૃપ્ત કરવા બળાત્કાર કરે એટલો અધમ છે.'

 આ સ્ત્રી જયારે કેફિયત આપી રહી હતી, ત્યારે ભકતરાજ તો

પ્રભુની આ અદ્દ્ભુત લીલા જોઈ મંદમંદ હસી રહ્યા હતા. ભક્તનું હાસ્ય લોકોમાં ઉશ્કેરાટ જમાવતું હતું.

ન્યાયાધીશે ભક્તને પૂછ્યું ત્યારે ભક્ત તો, બચાવમાં માત્ર પ્રભુને સ્મરી રહ્યા હતા. આ ગામમાં એમનું કોઈ પરિચિત નહોતું. ભક્તની પાછળ પીઠ કાનકિંદી કોઈ જાણતું નહોતું. કોઈ ત્યાં કહી શકે તેમ નહોતું કે સદનજી કોઈ પણ પ્રાણીનું અનિષ્ટ ઇચ્છે નહિ એવા સંતપુરુષ છે. જે આક્ષેપ તેમની ઉપર મુકાઈ રહ્યો હતો તે તદ્દન બનાવટી છે તે કોઈએ કહ્યું નહિ. ખુદ સદનજીએ પણ કહ્યું નહિ.

પણ ન્યાયાધીશ આ કહેવાતા ગુનેગાના ચહેરા પર પ્રકાશતી નિર્દોષ ઝલક જોઈ શક્યા હતા: તેથી સદનજીને દેહાંત-દંડની શિક્ષા ફરમાવી શક્યા નહિ. પણ પડેલા પુરાવાને આધારે અને બચાવને અભાવે, ન્યાયમૂર્તિએ બન્ને હાથ કોણીથી કાપી નાખવાની સજા ફરમાવી.

'અરેરે !' શ્રોતાજનોમાં અરેરાટી વછૂટી ગઈ.

'ભક્તોનો એ કસોટી-કાળ હતો. પ્રભુની એવી લીલા હતી. પરાપૂર્વનાં બંધનોને છેદવા માટે પ્રભુએ નક્કી કરેલા એ સજા હતી. એ ભોગવ્યા સિવાય છૂટકો ન હતો. અણિશુદ્ધ થવા સુવર્ણને પણ અગ્નિપરીક્ષામાંથી પસાર થવાનું રહે છે ને ?

સજાનો અમલ થયો. ભક્તના બન્ને હાથ નિર્દયતાથી કાપી નાખવામાં આવ્યા. રુધિરની ધારા છૂટી. અપાર અસહ્ય વેદના શરૂ થઈ. છતાં ભક્તના ચહેરા ઉપરની સ્વસ્થતા જરા પણ ડગી નહિ. નાશવંત ગણાતા શરીરમાંથી જેણે આસક્તિ ખેંચી લીધી છે અને પ્રભુના પરમ તત્ત્વ તરફ જ જેનું ચિત્ત ચોંટયું છે, તેને માટે આ વેદના ગૌણ વસ્તુ હતી.

કપાયેલા, લોહીથી ખરડાયેલા ઠૂંઠા હાથ લઈ સદનજી પુરીને પંથે આગળ વધ્યા. પેલી બાઈને વેર લીધાનો સંતોષ થયો. ગામ-લોકોને સદનજીને યોગ્ય દંડ અપાવ્યાનો સંતોષ થયો. ભક્ત સદનજી કાળી વેદના ભોગવી રહ્યા છે એ દુઃખ ભગવાન સિવાય કોઈને નહોતું. એ નક્કી છે કે જેનું કોઈ નથી એના પ્રભુ તો છે જ. માત્ર શ્રદ્ધા હોવી ઘટે !

સદનજી તો પ્રભુ પ્રત્યે અડગ નિષ્ઠા રાખનાર પરમભક્ત હતા. એમની કાળજી પરમ દયાળુ પરમાત્મા ન રાખે તો બીજું કોણ રાખે ?

સદનજીનાં પાવન પગલાં પુરીના પુણ્ય પંથે વળી રહ્યાં હતાં ત્યારે શ્રીપ્રભુ શ્રીજગન્નાથજીના મંદિરના પૂજારીને સ્વપ્નમાં કહી રહ્યા હતા :

ગયા. વેદના માત્ર અદશ્ય થઈ ગઈ. સદનજી ભાવઘેલા બની ગયા. પૂજારી અને અન્ય સેવકો આ દશ્ય-ચમત્કાર જોઈ અવાક્ બની ગયા.

સદનજી હવે જગન્નાથજીના મંદિરે જ રહે છે. રોજ પ્રભુનાં દર્શન કરે છે. હરેક પળ પ્રભુધ્યાનમાં ગાળે છે. હરેક શ્વાસે હરિનામને જપે છે. એની બધી જવાબદારી, ચિંતા, ઉપાધિ પ્રભુએ પોતે સંભાળી લીધી છે.

છતાં એના અંતરમાં એક શંકા તો પડી રહી છે. એ શંકા પ્રબળ બની પૂછે છે : 'પ્રભુની આ અપાર કૃપા છતાં હાથ કપાવાનો પ્રસંગ કેમ ઉપસ્થિત થયો ?'

એક વખત પ્રભુએ સાક્ષાત્ દર્શન આપી કહ્યું :

'સદનજી ! પ્રત્યેક મનુષ્યને પોતાના, આ જન્મનાં કે પૂર્વ જન્મનાં કર્મફળ ભોગવવાં જ પડે છે. તમે એમાં અપવાદ કેમ હોઈ શકો ? ગયા જન્મમાં તમે કાશીના એક મહાપંડિત હતા. સદાચારી બ્રાહ્મણ હતા. એક વખત એક ગાય કસાઈવાડેથી ભાગી હતી. કસાઈ ગાયની પાછળ પડ્યો હતો. તમને આવતા જોઈ કસાઈએ એ ગાયને પકડવા બૂમ મારી અને એ ગાયના ગળા ફરતો હાથ વિંટાળી તમે ગાયને પકડી લીધી. પછી કસાઈએ કસાઈવાડે લઈ જઈ તેને કાપી નાખી. પેલી ગાય આ જન્મમાં સ્ત્રી બની હતી અને કસાઈ એનો પતિ બન્યો હતો. સ્ત્રીએ પતિને, આ જન્મમાં કાપી નાખ્યો અને તમે ગાયને બન્ને હાથોથી પકડી કસાઈને પકડી સોંપી હતી એટલે તમારા હાથ કપાયા. તમારાં કરેલાં દુષ્કૃત્યનો આ દંડ હતો. એ ભોગવવો જરૂરી હતો, પાપના નાશ માટે ! હવે તમે મુક્ત છો. તમારાં કર્મોનો હિસાબ ચૂકતે થઈ ગયો છે.'

સદનજીની શંકા નિર્મૂળ બની. પ્રભુનું દરેક કૃત્ય માનવીના હિતમાં હોય છે એ સદનજીની શ્રદ્ધા દઢ થઈ.

બાકીનું જીવન પુરીમાં રહી, પ્રભુસેવામાં ગાળી, આખરે પ્રભુના ધામમાં પહોંચી ગયા. એમના જીવનનો ઉદ્ધાર થઈ ગયો.

'સજ્જનો ! સદનજી કસાઈ હતા. માંસ વેચવાનો ધંધો કરતા હતા. જાતિથી કે ધંધાથી કોઈ હલકું નથી. જે કોઈ હરિને ભજે છે, એ ગમે તે જાતિનો હોય, ગમે તે ધંધો કરતો હોય, છતાં હરિનો લાડકવાયો બની શકે છે.'

સાધુના શબ્દો સાંભળીને, માછીમારની ટીકા કરનાર ક્ષોભ અનુભવી રહ્યા અને સાધુ આથમતી સંધ્યાને અંજલિ આપવા ઊઠ્યા.



ગાડવાની જરૂર નથી. એ અભિનયની એમને અપેક્ષા રહેતી નથી.
ામના જાગ્રત થતી નથી. એ માનવ દેહને વળગી રહે છે, કારણ કે
ેહથી તેઓ ભક્તિની સાધના કરી શકે છે. ભુવનસિંહ સંસારી હતા
ાજ્યના સેવક હતા, વીર હતા. એ છતાં, એ પ્રભુભક્ત વિશેષ હતા.

'ચૌહાણ ! ચાલો શિકારે.' એક વખત રાણાએ કહ્યું.

'જેવી આજ્ઞા !' ભુવનસિંહ ફરજ અદા કરવામાં જરાય ક્યાશ
ાખે તેવા નહોતા.

થોડા અંગરક્ષકો સાથે રાણા અને ભુવનસિંહે જંગલની વાટ
કડી. નગરની હદ પૂરી થઈ. જંગલ શરૂ થયું. આ બિહામણા જંગલમાં
ૌ સાવધ થઈને આગળ વધ્યા. તેઓ જેમ જેમ આગળ વ
ેમ તેમ, જંગલની શોભા વધતી ગઈ. ઊંચાં વિશાળ
પ્રકાશને રોકી રહ્યાં હતાં અને અફાટ વનશ્રી ધરતી અને આક
ઢાંકી રહી હતી. નરવી પણ વિચિત્ર સુગંધ એ બધામાંથી
હતી. પશુ–પંખીઓ આ શિકારીઓને જોઈ પોતપોતા
જોગવાઈમાં પડ્યાં હતાં.

રાજાની ચકોર નજર કોઈ મોટા શિકારીને શોધી ર

(૫)



# ચૌહાણ ભુવનસિંહ

આ એ યુગની વાત છે, કે જ્યારે લોકો તલવાર બાંધતા ગૌરવ લેતા. એ તલવારની તાકાતથી તલવાર ધારણ કરનાર, સમાજ કે રાજદરબારમાં પોતાનું સ્થાન જમાવતો. એ તલવાર જેટલી પાણીદાર જેટલી તેજસ્વી તેટલી એની કિંમત થતી. એ કિંમતની કોઈ અવગણના કરી શકતું નહિ.

ભુવનસિંહ ચૌહાણ, આ કારણે જ, રાણા ઉદયસિંહનો પ્રેમ મેળવવા ભાગ્યશાળી બન્યા હતા. નખશિખ શૌર્યની એ મૂર્તિ હતા. રાણાને ઇશારે એની આંખના ખૂણા લાલ થતા. એની આજ્ઞા થતાં અભિમન્યુને આંટે એવી વીરતા એ રણમેદાનમાં બતાવતા. રાણા અને રાજ્ય માટે એનું લોહી, માત્ર દેહની ઓથે ઊછળવાને બદલે, કુરબાનીની રંગ જમાવવા ઉતાવળું થતું.



ગાડવાની જરૂર નથી. એ અભિનયની એમને અપેક્ષા રહેતી નથી. એ મના જાગ્રત થતી નથી. એ માનવ દેહને વળગી રહે છે, કારણ કે એ હથી તેઓ ભક્તિની સાધના કરી શકે છે. ભુવનસિંહ સંસારી હતા, ાજ્યના સેવક હતા, વીર હતા. એ છતાં, એ પ્રભુભક્ત વિશેષ હતા.

'ચૌહાણ ! ચાલો શિકારે.' એક વખત રાણાએ કહ્યું.

'જેવી આજ્ઞા !' ભુવનસિંહ ફરજ અદા કરવામાં જરાય કચાશ ાખે તેવા નહોતા.

થોડા અંગરક્ષકો સાથે રાણા અને ભુવનસિંહે જંગલની વાટ કડી. નગરની હદ પૂરી થઈ. જંગલ શરૂ થયું. આ બિહામણા જંગલમાં તો સાવધ થઈને આગળ વધ્યા. તેઓ જેમ જેમ આગળ વધતા ગયા ેમ તેમ, જંગલની શોભા વધતી ગઈ. ઊંચાં વિશાળ વૃક્ષો સૂર્યના પ્રકાશને રોકી રહ્યાં હતાં અને અફાટ વનશ્રી ધરતી અને આકાશ બંનેને ઢાંકી રહી હતી. નરવી પણ વિચિત્ર સુગંધ એ બધામાંથી આવી રહી હતી. પશુ–પંખીઓ આ શિકારીઓને જોઈ પોતપોતાના રક્ષણની જોગવાઈમાં પડ્યાં હતાં.

રાજાની ચકોર નજર કોઈ મોટા શિકારીને શોધી રહી હતી.

'ચૌહાણ! આજે શિકારી નહિ મળે શું ?' રાણાને અધીરાઈ હતી. એની તાકાત સળવળી રહી હતી.

'મોત કોને 'યારું' હોય ?' ભુવનસિંહે નમ્રતાથી કહ્યું.

રાણાની હડફેટે જે ચડે તે ખલાસ જ થાય એ નક્કી હતું—પછી ભલે એ હરણ હોય કે વનરાજ હોય !

ચૌહાણના જવાબથી રાણાને સંતોષ થયો.

હવે તો તેઓ ભયંકર ગણાતા વિસ્તારમાં આવી પહોંચ્યા હતા. ગભરાયેલાં પંખીઓનો અવાજ માત્ર કાને અથડાતો હતો. એ સિવાય સર્વત્ર શાંતિ હતી. સૂર્ય પણ મધ્યાહ્ને આવ્યો હતો. તાપ અકળાવતો હતો. રાણાને તો વનરાજનો શિકાર કરવો હતો, પણ એ આશા ફળી નહિ.

બહુ તપાસને અંતે રાજાની નજરે માત્ર એક હરિણી દેખાઈ. 'હરિણી તો હરિણી' કહી રાણાએ પોતાનો ઘોડો તેની પાછળ દોડાવ્યો. હરિણીએ રાજાની આંખમાં સાક્ષાત્ કાળ જોયો અને જીવ લઈને નાઠી. સરળતા અને નિર્દોષતાની મૂર્તિ જેવી એ હરિણીના પગમાં પરમાત્માએ વાયુની ઝડપ મૂકી છે. એકી સાથે સો–સો કદમની ફાળ ભરતી હરિણી પલકારામાં અદૃશ્ય થઈ ગઈ. રાણાએ ઘોડાને ચારે તરફ ઘુમાવ્યો અને હરિણીને હાથ કરવા આકાશપાતાળ એક કર્યાં. પણ હરિણી ક્યાંય દૃષ્ટિગોચર થઈ જ નહિ. રાણાએ આખરે કંટાળીને ભુવનસિંહ સામે જોયું. ભુવનસિંહે રાણાની આંખમાં રંજ જોયો. શિકાર ઝડપે ન કરી શક્યાનું દુઃખ દીઠું. એની આંખ લાલ થઈ ગઈ. જોરથી તેણે પોતાના ઘોડાની લગામ ખેંચી. ઘોડો ઝાડ થયો. જાતવંત ઘોડાએ અસવારની મનોદશા પારખી ને લગામ ઢીલી થતાં એ દોડ્યો.

'આપ જરા આરામ કરો. હું હમણાં આવું છું.'

બિહામણા જંગલને ખૂંદતો ઘોડો પૂરપાટ દોડ્યો જતો હતો, પણ ભુવનસિંહની ચકોર નજર ચારે તરફ ફરતી હતી. તેણે બહુ દૂર એક ઝાડીની ઓથમાં હરિણીને ઊભેલી જોઈ. પલકમાત્રમાં ભુવનસિંહનો ઘોડો ત્યાં જઈ પહોંચ્યો. હરિણીએ શિકારીને નજીક જોઈ મરણિયો પ્રયાસ કર્યો. તેણે ઝાડીની બહાર નીકળી મોટી છલંગ મારી, પણ ધસમસતા આવી રહેલા ભુવનસિંહે ઘોડાને કુદાવી અધવચ્ચેથી હરિણીને કાપી નાખી. તોતિંગ ઝાડની મોટી ડાળીને એક ઘાએ બે ટુકડા કરી નાખે એવી ભુવનસિંહની પાણીદાર તલવાર હરિણીના નાજુક દેહ ઉપર પડી ને દેહના



બે સરખા ટુકડા જમીન ઉપર પડયા.

ભુવનસિંહે ઘોડાના વેગને રોકયો. ઘોડાને પાછો ફેરવી એ શિકાર પાસે આવ્યા. જે શિકાર રાણા જેવા આજન્મ શિકારી ન કરી શકયા તે કર્યાનો સંતોષ ભુવનસિંહના ચહેરા ઉપર હતો અને રાજાએ સોંપેલું કાર્ય સિદ્ધ થવાથી એનું ઊકળી ઊઠેલું લોહી શાન્ત થવા લાગ્યું હતું. ઘોડાનો જુસ્સો હજી શમ્યો નહોતો. એ હજી થનગની રહ્યો હતો.

સામે હરિણીના બે ટુકડા પડયા હતા. પેટ ઉપર જ તલવાર પડી હતી અને હરિણીના પેટમાં રહેલો ગર્ભ પણ વચ્ચેથી કપાઈ ગયો હતો. એક તરફ હરિણીનું મોં હતું. એની બે મોટી આંખો ભુવનસિંહ સામે તાકી રહી હતી. એ આંખો એટલી કરુણ હતી, એટલી દયાજનક હતી કે ભુવનસિંહ એ આંખો સામે મીટ માંડી શકયા નહિ. તેણે ઝડપથી નજર ફેરવી લીધી. પણ બીજી તરફ પાષાણહૃદયને પણ કંપારી છૂટે તેવું દૃશ્ય હતું. હરિણીના ગર્ભમાં કપાયેલું બચ્ચું હતું.

વનવગડાના નિર્દોષ પ્રાણીની આંખો ભુવનસિંહને પૂછતી હતી :

'સામંત !ભલા ભાઈ! તારી તાકાત અમારી ઉપર અજમાવી? તારા દૂધ-ચોખામાં અમારે ભાગ જોઈતો નહોતો. તારા મહેલમાં મહાલવાની

અમારી કલ્પના નહોતી. તારી પદવીની અમે આશા કરી નહોતી. તારા સુખચેનમાં અમે ભાગીદારી ઇચ્છી નહોતી.'

ભુવનસિંહે બે કાન ઉપર હાથ દબાવ્યા.

ગર્ભમાંથી જાણે બચ્ચું બોલતું હતું : 'મેં તારું શું બગાડ્યું હતું ? જેને તું જન્માવી શકતો નથી તેને મારવાનો તને અધિકાર શો ?'

ભુવનસિંહ ચૌહાણનું કલેજું કંપી ઊઠ્યું. રાણાશ્રીની આજ્ઞા થતાં એ શિકારની પાછળ પૂરી તાકાતથી પડ્યા હતા. એનો શિકાર પણ કર્યો હતો. પણ એ જુસ્સાનો જુવાળ ઓસરી જતાં અને સામે પડેલી હરિણીની સ્થિતિ જોતાં એમનું ભક્તહૃદય એને ફિટકાર દઈ રહ્યું હતું. એમની આંખો પશ્ચાત્તાપથી સજળ બની. એ અહીંતહીં જોવા લાગ્યા. પણ પંખીઓ તેને જોઈ તિરસ્કાર વ્યક્ત કરતાં ઊડી જતાં હતાં. વૃક્ષો શરમથી ડાળીઓ નીચે નમાવી રહ્યાં હતાં. ઘોડો મૂંગી વેદના સહેતો ઊભો હતો.

ચૌહાણ ભુવનસિંહે તે જ દિવસે નિર્ણય કર્યો, શપથ લીધા કે, હવે કદી કોઈની હત્યા કરે એવું હથિયાર તે કદી કમરે બાંધશે નહિ.

રાજદરબારની રીતરસમો એમને પાળવાની તો હતી જ. તેણે લાકડાની તલવાર મ્યાનમાં મૂકી અને ભાવિની ચિંતા ભગવાનને સોંપી એ રોજની જેમ રાણાની તહેનાતમાં હાજર રહેતા.

સામંતગીરી કરતા, પણ કમરે તલવાર લાકડાની બાંધતા.

પણ આ લાકડાની તલવારનો ભેદ એક હરીફ સામંતે જાણ્યો અને એની આંખો ચમકી ભુવનસિંહ ચૌહાણનો એ છાની રીતે દ્વેષ કરતો. રાણા પાસે ભુવનસિંહની જે આબરૂ હતી તે તેનાથી સહન થતી નહિ. પોતાના વિકાસમાં ભુવનસિંહ મોટો અંતરાય છે એમ સામંતને લાગતું હતું. અને એ અંતરાયને દૂર કરવા એ તકની રાહ જોતો હતો.

તેણે વખત જોઈ રાણા પાસે વાત છેડી : 'રાણાજી ! આપ જાણો છો ? ચૌહાણની કમરે લાકડાની તલવાર ઝૂલે છે !'

'અસંભવ.' રાણા માત્ર એટલું જ બોલ્યા.

'ખાત્રી કરો, પ્રભુ !'

સામંતની આ હિંમત જોઈ રાણાને આશ્ચર્ય થયું. દુઃખ પણ થયું :

'સામંત ! તમે ખાત્રી કરવાનું કહો છો ? પણ સતી સ્ત્રીના સતનાં પારખાં ન હોય, તેજને ટકોર ન હોય, અગ્નિની છેડતી ન હોય. અને... અને સમજો છો ? રાજપૂતની તલવાર વિશે શંકા પણ ન હોય.'

'બરાબર સમજું છું.'

'તો પરિણામની ખબર છે?' રાણાએ ગંભીર થઈ પૂછ્યું.

'આ માથું કબૂલ !' સામંતે દૃઢતાથી કહ્યું.

પોતાની વાત ખોટી ઠરે તો માથું આપવાની તૈયારી બતાવતા સામંત સામે રાણા સ્તબ્ધ બનીને જોઈ રહ્યા. એ ઊંડા વિચારમાં તેણે તાત્કાલિક તો સામંતની વાત ઉડાવી દીધી પણ સામંતે એના કાનમાં જે શંકાનું બિંદુ સરકાવ્યું હતું તે રાણાને બેચેન બનાવી રહ્યું હતું. ભુવન-સિંહ ચૌહાણની તલવાર જોઈ લેવા તેનું મન ફૂગફૂદ કરવા લાગ્યું. પણ રાણાનો વિવેક એને ઉતાવળ ન કરવા પ્રેરતો હતો.

વળી ભુવનસિંહનું વ્યક્તિત્વ સૌમ્યતાની સુગંધ પાથરતું હતું. ધર્મ-પરાયણ જીવનની ઝલક એના ચહેરા ઉપર ચમકતી અને રાજ્ય પ્રત્યેની વફાદારી માન ઉપજાવે તેવી હતી.

'ચૌહાણ ! તમારી તલવાર તો બતાવો.' એ સીધો પ્રશ્ન કરવાનું સાહસ રાણાથી થઈ શકતું નહોતું.

પણ સામંતે જે કુતૂહલ જગાડ્યું હતું તે રાણાને સતાવતું હતું. તેને ચૌહાણની તલવાર તો જોવી જ હતી. એ જોયા સિવાય કુતૂહલનો કીડો શાન્ત થાય તેમ નહોતો.

ઠીક સમય પસાર થઈ ગયા પછી રાણાએ એક વખત સરોવરને કાંઠે ભોજન-સમારંભ યોજ્યો. એ સમારંભમાં સૌ સામંતોને ભાગ લેવા નોતર્યા. રાજાની આજ્ઞાને કોણ ઉથાપી શકે? સૌ હાજર રહ્યા. ભુવનસિંહ ચૌહાણ તો રાણાના પ્રીતિપાત્ર હતા. એ આવ્યા. રાણાના કાન ભંભેરનાર પેલો સામંત પણ અચૂક આવ્યો જ હતો.

સરોવરને કાંઠે, સુંદર વાતાવરણમાં ભોજનવિધિ પૂરો થયો. એ પછી જાતજાતની વાતો થવા લાગી. કોઈ આ સ્થળની રમણીયતા વખાણતું હતું, તો કોઈ આ સરોવરનાં પાણી કાળ–દુકાળે પણ કદી ખૂટ્યાં નથી એ કહી રહ્યું હતું. કોઈ ભોજનની અમુક વાનગીની પ્રશંસા કરી રહ્યું હતું. સૌના પેટમાં મીઠો માલ પડ્યો હતો અને સહુનાં ચિત્ત પ્રફુલ્લિત હતાં. રાણાએ, એ વખતે, ઓચિંતા કહ્યું : 'બીજી વાતો પછી. એ તો જુઓ, કોની તલવાર અધિક ચમકે છે !' રાણાએ પોતાની તલવાર મ્યાનમાંથી કાઢી, સામે બેઠેલા સામંતો પાસે મૂકી રાણાએ પહેલ કરી એટલે બીજા સામંતો પોતાની તલવાર રજૂ કરવા લાગ્યા. ભુવનસિંહ માત્ર શાંત બેસી

રહ્યા. એને શાંત જોઈ પેલા સામંતે રાણા સામે અર્થભરી દૃષ્ટિ કરી. રાણાને એ સામંતની વાતમાં તથ્ય લાગ્યું. ભુવનસિંહ તો ઉચ્ચ કક્ષાના સામંત હતા. બીજા સામંતોની પહેલાં તેમણે પોતાની તલવાર રાણાના કદમમાં પેશ કરવી જોઈતી હતી.

'ચૌહાણ ! તમે પણ તમારી તલવાર બહાર કાઢો.'

'મહારાણા ! મારી તલવાર તો અસલ પોલાદની છે.' ચૌહાણે કહેવું તો હતું, કે એની તલવાર તો અસલ લાકડાની છે, એમાં જોવા જેવું કશું નથી; પણ કોઈ અગમ્ય કારણે આ પ્રમાણે કહેવાઈ ગયું.

'તો એની ચમક અનોખી હશે.' રાણાએ કહ્યું.

ભગવાન ઉપર ભરોસો રાખી, પ્રભુનું સ્તવન કરી, ભુવનસિંહે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને જાણે વીજળી ચમકી તલવારના તેજે સામે બેઠેલા સૌની આંખો આંજી દીધી.

'વાહ ! ચૌહાણ ! વાહ ! ભારે તેજીલી તલવાર પડખે રાખો છો!' કેટલાય સામંતો બોલી ઊઠ્યા. કોઈ તો ઊઠીને એ તલવાર ધારીને જોવા લાગ્યા. માત્ર પેલા ચુગલીખોર સામંતના ચહેરા ઉપર કાળી ઘટા છાઈ હતી. રાણાની આંખો ક્રોધથી લાલચોળ બની હતી. તેણે ચુગલીખોર સામે જોઈ ત્રાડ નાખી : 'તમે જોઈ ભુવનસિંહની તલવાર ? એ લોહની છે કે લાકડાની ? હવે ખાત્રી થઈ ?'

સામંત તો ધરતી સામે જોઈ રહ્યો હતો.

'શરત યાદ છે ને ?'

સામંતને શરત બરાબર યાદ હતી, પણ પોતાની વાત ખોટી ઠરશે એની સ્વપ્ને પણ કલ્પના નહોતી. લોહી થંભી ગયું. મોત પ્રત્યક્ષ દેખાયું.

'કોણ હાજર છે ?' અંગરક્ષકો દોડતા આવ્યા.

'ભુવનસિંહ જેવા વીરપુરુષની તલવાર લાકડાની છે એવું કહી એમની બદનામી કરનાર સખ્શનો વધ થવો જોઈએ.'

રાણાનો આ હુકમ સાંભળી સૌનાં હૈયાંને કંપારી છૂટી ગઈ. ભુવનસિંહ તો ક્યારના વિમાસણમાં પડ્યા હતા. લાકડાની તલવારનું રૂપાંતર કેમ થયું એ જ એ વિચારતા હતા. પોતાની તલવાર કાષ્ટની જ હતી એમાં કોઈ સંદેહ નહોતો.

સામંતના વધ સુધી વાત પહોંચી અને એ શાન્ત રહી શક્યા નહિ એમનું ભક્ત-હૃદય રડી ઊઠ્યું : 'અન્નદાતા ! સામંતશ્રીની વાત ખરી

હતી.' ભુવનસિંહે જાહેર કર્યું : 'એમનો વધ થવો ન જોઈએ.'

પેલા સામંતે ભુવનસિંહના જવાબમાં જીવનની આશા જોઈ. માત્ર અન્ય રાજસેવકો આ ઘટનાનાં મૂળ જાણવા અધીરા બન્યા હતા.

'તે દિવસે ગર્ભવંતી હરિણીનો શિકાર કર્યા પછી મને મારી વીરતા પ્રત્યે ઘૃણા ઊપજી હતી, અને તે દિવસથી મેં લાકડાની તલવાર બાંધી હતી. આજે પણ મારી કમ્મરે લાકડાની તલવાર જ હતી.'

રાણાને ભુવનસિંહનું નિવેદન સંતોષકારક લાગતું નહોતું : 'પણ ચૌહાણ ! તલવાર તો જુઓ ! એનું તેજ આંખને આંજી નાખે છે.'

'અન્નદાતા ! એ મારા શ્યામસુંદરની લીલા છે. આપનાં ચરણોમાં મારી માનહાનિ ન થાય, મારી લાજ ન જાય એ માટે ભગવાને કાષ્ઠનું લોહમાં રૂપાંતર કર્યું છે,' કહી ભુવનસિંહે આકાશ પ્રત્યે નજર નોંધી.

રાણા ચકિત થઈ ગયા. સર્વ સામંતો સ્તબ્ધ થઈ ગયા. પોતાની સાથે પરમ ભક્ત વસે છે એ ખ્યાલે રાણા ધન્યતા અનુભવવા લાગ્યા અને આજે વિશેષ પરિચય થતાં એ કહેવા લાગ્યા : 'ભુવનસિંહ ! આપ ધન્ય છો ! હવેથી આપને અમારા દરબારમાં આવવાની જરૂર નથી. પ્રભુના દરબારમાં આપ હાજરી આપજો. આજથી આપની જાગીર બે લાખની નહિ, ચાર લાખની. આપ હવે રાજરાજેશ્વરની જ સેવા કરો.'

'અમણી જાગીરની જરૂર નથી. માત્ર સામંતને જીવનદાન આપો.'

'એનો ગુનો માફ છે. બીજું શું ?'

સામંતે દોડીને ભુવનસિંહનાં ચરણ પકડી લીધાં.

તેના માથા ઉપર પ્રેમભર્યો હાથ ફેરવતાં ભુવનસિંહે કહ્યું :

'મહારાજ ! શિકાર બંધ કરો. હિંસા મનુષ્યને પ્રભુથી દૂર રાખે છે.'

'ભુવનસિંહ ! તમે તમારા માટે કાંઈ માગો.'

'મારા માટે ? મારે કશું ન જોઈએ. હા, એક વચન માગું છું. મારા પ્રભુનું સદાય સ્તવન કરજો.'

આ નિઃસ્વાર્થી, સરળહૃદયી, કામનામુક્ત ભક્તરાજની છેલ્લી માગણી મહારાણાના હૃદયને સ્પર્શી ગઈ. એ ગદ્‌ગદિત થઈ ગયા. ભક્તરાજના ચરણમાં એમનું મસ્તક ઝૂકી ગયું અને એ માત્ર બોલી શક્યા :

'ધન્ય છે આ ધરતીને, જે સદાય આવા ભક્તોનાં ચરણસ્પર્શનું સુખ પામે છે.' ઉપસ્થિત સામંતોએ રાજાના કથનમાં સૂર પુરાવ્યો. ●

(૬)

# દામોદર



પ્રભુ જેવા માલિકને સ રાયે જીવનની રખવાળી સોંપનારા દુર્લભ માનવરત્નોમાંના એક ભક્ત દામોદર હતા.

કાશીનગરીમાં એ રહેતા. જાતિના બ્રાહ્મણ હતા.

કુટુંબની બહુ જંજાળ નહોતી. સંસારી જીવનની સાક્ષીરૂપ એક પત્ની હતી એ પત્ની પણ એના જીવનને અનુકૂળ હતી.

ભક્ત દામોદર વહેલી સવારે ઊઠી, સ્નાન વગેરેથી પરવારી, હરિ-કૃષ્ણની ધૂન મચાવતા નગરીમાં ફરતા ભિક્ષા માગતાં જે મળે તે લઈ આવી પત્નીને આપતા. પત્ની ભાવથી રસોઈ બનાવતી. પ્રભુને અર્પણ કરી એ પ્રસાદી પતિપત્ની આરોગી જીવન જીવતાં. એ વખતે કોઈ અતિથિ જમાડી, બાકી જે વધે તે પતિપત્ની ખાતાં અને કોઈ વાર કંઈ ન હોય તો બન્ને ઉપવાસ કરતાં. 'પ્રભુની જેવી ઇચ્છા !' કહી સંતોષ માનતાં. અન્નની ઊણપ તેમને સતાવતી નહિ. એ તો એ ઊણપને સહી લેવા પ્રભુના ભજનમાં ચિત્ત લગાડતાં. ચિત લગાડતાં જ ભૂખનો અગ્નિ શાન્ત પડી જતો. સામાન્ય રીતે લોકોમાં એમ બોલાય છે કે, ' ભૂખે ભજન ન થાય ગોપાળા ! લે તારી કંઠી ને લે તારી માળા.' પરંતુ દામોદરને માટે એ લોકોક્તિ તદ્દન ખોટી હતી.

દામોદર જેવો દરિદ્ર ભિખારી આખી કાંચીનગરીમાં નહોતો. છતાં એના જેવો પ્રભુનો સંતોષી પરમભક્ત અને પરમાત્માના આનંદસ્વરૂપને સમજનાર પણ બીજો કોઈ એ નગરીમાં નહોતો. સુંદર મકાનની એને મહેચ્છા નહોતી. સરસ કપડાંની એને તૃષ્ણા નહોતી. ભોગવિલાસની એને કામના નહોતી. સંસારી જીવો, સ્વાભાવિક રીતે, સમાજમાં પ્રતિષ્ઠા માટે જે વ્યર્થ વલોપાત કરે છે તેની દામોદરને કલ્પના પણ નહોતી. એ તો પરમ સાત્ત્વિક જીવ હતો. આ ધરતીનું અણમોલ રત્ન હતું.

 પ્રભુનું સ્મરણ સદાય રહે અને પ્રભુના ભજન-કીર્તનમાં જ ચિત્ત

હરપળે ચોંટયું રહે એવું અંતરથી ઇચ્છનારો એ ભકત હતો.

સંસારની દષ્ટિએ પ્રથમ કક્ષાનો એ દરિદ્ર હતો, પણ પ્રભુદર્શનનો પ્યાસી ભકત અંતરના ગુણોની સમૃદ્ધિથી છલકાતો હતો.

આ પરમ સંતોષી નિશ્ચિંત ભકતને એક ચિંતા રહેતી. એ ચિંતા પોતા માટે કે બ્રાહ્મણીના સુખને માટે નહોતી કોઈ દિવસ મુઠ્ઠી દાણા ભીખમાં મળ્યા નહિ અને દ્વાર ઉપર અતિથિ આવી ચડશે તો? એનું સ્વાગત કઈ રીત થશે? એને ભોજન કયાંથી અપાશે? આ ચિંતા દામોદરના કાળજાને કોતરતી.

'હજાર હાથવાળો હરિ આબરૂ જાળવશે.' બ્રાહ્મણી કહેતી.

સાંભળીને ભકતનો ભોળો જીવ પરમ કૃપાળુ પ્રભુના ગુણગાનમાં ડૂબી જતો. વરસો વીતવા લાગ્યાં. પતિપત્નીનાં જીવન પ્રભુમય જ બની ગયાં છે. સંતાનની ખોટ તેઓને સંતાપતી નથી. તૂટીફૂટી ઝૂંપડીનો રંજ નથી. દરિદ્ર અવસ્થાનો પરિતાપ નથી.

એવા આ ભકતની સુવાસ આખા શહેરમાં ફેલાઈ હતી કે કેમ, એ જાણવાની જરૂર નથી; પણ સૃષ્ટિના કર્તા શ્રી પ્રભુના દરબારમાં ભકત દામોદરની સુવાસ પહોંચી ગઈ હતી. ધરતીના પટ ઉપર જીવતો ભકત કાચો છે કે પાકો એની કસોટી કરવા દીનાનાથે નિર્ણય કર્યો, અને એક મધ્યા. ભગવાન પોતે વૃદ્ધ સંન્યાસીના સ્વરૂપે દામોદરના ઘરના બારણે આવી ઊભા.

'અરે! કોઈ ઘરમાં છે?' વૃદ્ધાવસ્થાને કારણે સંન્યાસીનો અવાજ બહુ ધીમો હતો.

તેનો અવાજ ભકતના કાને પહોંચ્યો નહિ.

'અરે ભાઈ! હું અતિથિ તમારે દ્વારે ઊભો છું.' સંન્યાસીએ જરા ઊંચે સાદે હાકલ પાડી.

દામોદરના કાને આ શબ્દો અથડાયા, અને એ ફફડી ઊઠયો. સારું શહેર માગવા છતાં આજે એક મૂઠી અનાજ એને મળ્યું ન હતું. અન્ન વગર ચલાવી લેવાની પતિપત્નીને આદત હતી અને એ પ્રસંગે પ્રભુનાં ચરણોમાં ચિત્ત લગાડી દિવસ અને રાત્રિ તેઓ વિતાવી કાઢતાં.

સંન્યાસીના શબ્દો સાંભળી દામોદરની છાતી બેસી ગઈ. પળ એક તો તેની આંખમાં આંસુ ડોકિયાં કરવા લાગ્યાં.

'આથી મૃત્યુ શું ખોટું?' ભકતે નિરાશા અનુભવી. પત્ની સામે



નજર કરી, પણ એ કઈ રીતે સહાય કરે ? ઘરમાં અનાજનો એક પણ કણ નહોતો. એના અંતરમાં પણ પતિના જેવી જ ગડમથલ થઈ રહી હતી.

'ભાઈ ! બહાર તો આવો. ભકત દામોદરની બહુ મોટી ખ્યાતિ સાંભળી હું આવ્યો છું.'

'ખ્યાતિ' શબ્દ તો ભકતના હૈયામાં બન્દૂકની ગોળી જેવો અથડાયો. એને ખ્યાતિની પડી નહોતી. એને યશની પરવા નહોતી. એને મીઠા શબ્દોની જરૂર નહોતી. એને તો ગૃહસ્થધર્મના પાલનની વિમાસણ હતી. અતિથિને ભોજન કઈ રીતે આપવું એ ચિંતા હતી.

'ભાઈ, હું વૃદ્ધ છું. બહુ વાર ઊભો રહી શકતો નથી.' કરુણાનિધિએ એના કંઠને એવો કરુણ બનાવ્યો કે દામોદર એ સહી શક્યો નહિ. એ ઝડપથી બહાર આવ્યો અને સાધુનાં ચરણ પકડી લીધાં:

'સ્વામિન ! દાસને શી આજ્ઞા છે ?'

'સાંભળ્યું છે કે અતિથિ–અભ્યાગતની તું સારી સેવા કરે છે, પ્રેમપૂર્વક સેવા કરે છે.'

 'અંદર પધારો, મહારાજ ! એ પ્રશંસાનો હું અધિકારી નથી;

હું તો સામાન્ય માણસ છું.' દામોદરે નમ્રતાથી કહ્યું.

'તારી કીર્તિ સાંભળી હતી એટલે બહુ દૂરથી હું તારે ત્યાં ભોજન લેવા આવ્યો છું. ભોજન તો ગમે ત્યાં મળી રહે, પણ પ્રેમથી જે અતિથિને સત્કારે છે તેને ત્યાં જ હું ભોજન લઉં છું. તારે ત્યાં હું એ જ આશાએ આવ્યો છું.'

'પધારો, અંદર પધારો.' બન્ને હાથ મૂકી, કંપતા શરીરને મહામુશ્કેલીએ સંભાળી, સંન્યાસી દામોદરના ઘરમાં દાખલ થયા.

દામોદરે આપેલા આસન ઉપર સંન્યાસી બેઠા.

દામોદરે ઠંડા જળથી એ સંન્યાસીનાં ચરણ ધોયાં. જલપાન કરાવી મીઠાશથી કહ્યું: 'મહારાજ ! આપ ખૂબ જ શ્રમિત થયેલા જણાવ છો. અહીં આરામ કરો, હું હમણાં આવું છું.'

સંન્યાસી તો અંતર્યામી હતા. એ આ ઘરની પરિસ્થિતિ જાણતા હતા. એ તો ભક્તે બિછાવી આપેલા તૃણના આસન ઉપર બેસી રહ્યા.

દામોદર ઘરમાં ગયો : 'દેવી, શું કરીશું ?'

બ્રાહ્મણી શો જવાબ આપે ? ઘરમાં વેચવાયોગ્ય એકે વાસણ નહોતું. વધારાનું વસ્ત્ર નહોતું, બીજી કોઈ ચીજવસ્તુ ઘરમાં નહોતી.

'સતી ! શું આજે અતિથિસેવા નહિ થઈ શકે ? આજે અતિથિ ભૂખ્યા જશે ? આપણું જીવન વ્યર્થ જશે ?' દામોદરનો કંઠ ભરાઈ આવ્યો. બ્રાહ્મણી પણ ચિંતાથી ઘેરાયેલી હતી. કોઈ માર્ગ ન સૂઝતાં બન્નેએ ગોવિંદનું ધ્યાન ધર્યું. ગોવિંદ તો બાજુની ઓરડીમાં બિરાજતા હતા અને મંદમંદ હસતા હતા.

'સ્વામી, એક કાર્ય કરશો ?' બ્રાહ્મણી સહસા બોલી ઊઠી. એને એક વિચાર સૂઝ્યો હતો : 'વાળંદને ત્યાં જઈ કાતર લઈ આવો.'

'પ્રયોજન ?' દામોદરને માગણી પાછળનો અર્થ સમજાયો નહિ.

'પછી કહું. પહેલાં કાતર લઈ આવો.' તે હસીને બોલી.

પત્નીનું હસતું મોં ભક્તને હિંમત આપી રહ્યું.

દામોદર કાતર ખોળીને થોડી ક્ષણોમાં આવ્યો.

'જુઓ !' ધર્મપરાયણ પત્ની બોલી : 'આ મારા રેશમ જેવા વાળ છે ને ?' ભક્તની છાતીના ધબકારા વધી ગયા : 'એ થોડા થોડા કાપી નાખો.'

ભક્તના હાથમાંથી કાતર નીચે પડી : 'દેવી ! તમારા વાળ ? મારા હાથથી ? શા માટે ?'



'આ વાળમાંથી વેણીમાં બાંધવાયોગ્ય સુંદર દોરી ગૂંથીશું. આ એ બજારમાં વેચી આવજો.'

પત્નીના આ ત્યાગદર્શનથી ભક્તનું હૃદય દ્રવી ઊઠ્યું.

એ લાગણીવશ બની પત્ની સામે તાકી રહ્યા.

'વખત ગુમાવો નહિ, સ્વામી ! અતિથિ ભૂખ્યા છે.'

કઠણ બની ભક્ત દામોદરે પત્નીના લાંબા વાળમાંથી થોડાક વાળ કાપ્યા. રેશમ જેવા સુંવાળા વાળની સુંદર દોરી પત્નીએ ગૂંથી. અને એ દોરીને વેચવા દામોદર બજાર ભણી ઊપડ્યા.

પ્રભુની દયા અપાર છે. એ દોરી ખરીદનાર પણ મળ્યો. સારી રકમ મળી. ભગતે આ રકમથી ચોખા, દાળ, ગોળ, ઘી અને શાકભાજી ખરીદ કર્યાં અને ઘેર આવી ચીજો પત્નીને સોંપી.

અતિથિનો હવે ભોજનથી સત્કાર કરી શકાશે આ ખ્યાલે તેઓ આનંદમાં આવી ગયાં. ચતુર બ્રાહ્મણીએ સરસ ભોજન બનાવ્યું. ભક્તે અતિથિને ભોજન લેવા પ્રાર્થના કરી.

 પતિપત્ની બંનેએ અતિથિનાં પ્રથમ ચરણ ધોયાં. શ્રદ્ધાથી, ભક્તિ

ચરણોદક લીધું. એ બન્નેને તો કલ્પના પણ નહોતી, કે જે ચરણોદક ટે ઋષિમુનિઓ, દેવદેવાંગનાઓ વલખાં મારે છે તે સાક્ષાત્ પ્રભુનાં ણ પખાળી એ જળનો તેઓ પોતાના મસ્તકે અભિષેક કરે છે.

પ્રભુની લીલાનો કોણ પાર પામી શકે છે ?

સાધુ ભોજન કરવા બેઠા. દામોદર સામે બેસી પંખો નાખવા ગ્યા. બ્રાહ્મણી પીરસવા લાગી. અતિથિ બુઢ્ઢા છે એટલે વધુ જમી કશે નહિ એ બ્રાહ્મણીની ગણત્રી હતી. એ થોડું થોડું પીરસતી હતી. ગુ લીલામય પ્રભુને આજે ભોજનમાં ખૂબ રસ પડતો હતો. વૃદ્ધ હોવા તાં થોડી વારમાં એ બધું સફાચટ કરી ગયા.

'ભોજન સરસ બન્યું છે. હોય તો થોડું લાવો.'

બ્રાહ્મણીએ રહ્યુંસહ્યું બધું પીરસી દીધું. ભક્ત કે પોતાના માટે પણ કી રહ્યું નહિ. સાધુને આનંદથી જમતો નિહાળી દંપતીનો આનંદ ભરાતો હતો. એ ઉભરાતા સ્નેહને, ભાવને ઝીલતા દયાધન પરમાત્માએ તળને સાવ સાફ કરી નાખી. એક દાણો, પ્રસાદ લેવા પૂરતો પણ, કી રાખ્યો નહિ.

તૃપ્તિના ઓડકાર ખાતા સાધુ પોતાના મૂળ સ્થાને બેઠા ત્યારે એ ચારતા હતા, કે ધન્ય છે આ દંપતીના જીવનને.

ભૂખ્યા રહ્યાનો તેઓના ચહેરા ઉપર જરા જેટલો પણ અસંતોષ થી. અને આ બ્રાહ્મણી ? સ્ત્રીઓ પોતાના વાળ ઉપર ખૂબ આસક્તિ ખે છે, પણ આ બ્રાહ્મણીએ તો અતિથિના ભોજન માટે પોતાના વાળ તે જ જતા કર્યાં.

સાંજ પડવા આવી, પણ અતિથિને આ ઘર છોડવું ગમતું નથી. ભાવના ભૂખ્યા ભગવાન ભક્તને કેમ છોડે ? એ તો સાચા ભક્તનું ાન્નિધ્ય શોધે છે. પોતે ભક્તોને ઢૂંઢતા ફરે છે. ભક્ત દામોદરની આ ંપડીમાં તેઓ આનંદ અનુભવે છે.

આખરે દામોદરને બોલાવી તેમણે કહ્યું : 'મારો વિચાર તો આજની ાત અહીં રોકાવાનો છે. સાંજ પડી ગઈ છે. આ વૃદ્ધ શરીર દૂર સુધી ચાલી શકશે નહિ. તમારી સેવાથી મને ખૂબ સંતોષ થયો છે.'

'બહુ સારું, સ્વામીજી ! આપ ખુશીથી અહીં રહો.'

'અને જુઓ, બપોરે હું નિરાંતે જમ્યો છું એટલે વધુ તકલીફ લેતા નહિ. થોડા ભાત હશે તો ચાલશે.'

'જેવી આજ્ઞા,' કહી દામોદર પત્ની પાસે ગયો અને કહ્યું :

'સ્વામીજી તો રાત રોકાવાના છે. હવે શું કરીશું ?'

પત્નીને તો ઉપાય સૂઝી ગયો હતો તેણે હસીને કહ્યું :

'એમાં ચિંતા શાની કરો છો ! બાકી રહેલા મારા વાળ કાપી નાખો. હમણાં દોરી ગૂંથી દઉં. જઈને વેચી આવો.'

ભક્ત પાસે બીજો ઉપાય નહોતો. તેણે પત્નીના બાકી રહેલા કેશ કાપી લીધા. બ્રાહ્મણીએ કલાત્મક રીતે દોરી ગૂંથી અને દામોદરે એ લઈ બજારમાં વેચી. ભોજન માટે સામાન ખરીદી એ પાછો આવ્યો ત્યારે બ્રાહ્મણી પોતાના કેશવિહીન મસ્તક ઉપર ફાટેલું કપડું લપેટી, મુખ ઉપર સ્મિતને રમાડતી પ્રતીક્ષા કરતી હતી. પુણ્યવતી પત્નીની આ દશા જોઈ બ્રાહ્મણની આંખમાંથી આંસુનાં બિન્દુ સરી પડ્યાં.

પુરુષને ભાંગતો બચાવવાનું સત્કાર્ય સ્ત્રીઓ જ કરી છે. પત્નીએ પતિને ઢીલો પડતો જોયો અને એ વધુ સજાગ બની. કઠણ બની, પતિની પાસે આવી, આંખોમાં આંખો પરોવી, હળવા હાથે આંસુ લૂછતાં કહેવા લાગી : 'બસ, આટલી મામૂલી કસોટી પણ સહન થતી નથી ?'

પત્નીની આંખમાં પ્રેરક બળ જોયું. એની વાણીમાં ચેતના ચમકતી ભાળી અને ભક્ત દામોદરે લાગણી ઉપર અંકુશ જમાવી દીધો. આવી ધર્મપ્રિય સહનશીલ પત્નીનો સાથ આપવા બદલ પ્રભુને ધન્યવાદ આપ્યા.

તે રાત્રે પણ સાધુ સંતોષથી જમ્યા. એક કીડીની ભૂખ ભાંગે એટલી વસ્તુ પણ સાધુએ છોડી નહિ. બ્રાહ્મણીએ જે રસોઈ કરી હતી તે બધી સાધુ આનંદથી આરોગી ગયા. હાથ-મોં ધોઈ દામોદરે બિછાવેલા ઘાસતૃણના બિછાના ઉપર સાધુ લેટી ગયા. શેષનાગની શય્યા ઉપર સૂનાર ભગવાન આજે આ સામાન્ય બિછાના ઉપર નિરાંતથી સૂતા હતા. ભક્તને આધીન ભગવાનને આ બિછાના ઉપર પરમ તૃપ્તિ થઈ રહી છે.

દામોદર સાધુનાં ચરણ દબાવે છે. અને બ્રાહ્મણી પોતાની ફાટેલી સાડીના છેડાથી વાયુ ઢોળે છે. દામોદર અને એની પત્નીને આજે ભોજનનો એક પણ કણ મળ્યો નથી. એનું દુઃખ એના ચહેરા ઉપર ક્યાંય કળાતું નથી. અતિથિની ભાવપૂર્વક સેવા થઈ શકી એ પરમ સંતોષ બંનેના ચહેરા ઉપર ઝળહળે છે. સાધુ તો નિરાંતે સૂતા છે. અતિથિને નિદ્રામાં પડેલા જોઈ બ્રાહ્મણી પતિને કહે છે :

 'નાથ ! સાધુ અતિવૃદ્ધ છે. એ સવારે કેમ જઈ શકશે ? તમે સવારે

ભિક્ષા માગી આવો તો આપણે તેમની સેવા કરી શકીએ.'

'અતિથિસેવા થતી હોય તો ભૂખ પણ બહુ મોટી વાત નથી.'

ત્રણેય કાળને જાણનાર ભગવાન આ સંવાદ સાંભળતા હતા. એમની આંખો બંધ હતી, પણ કાન જાગતા હતા. દંપતીની અતિથિવત્સલતા અને મધુર વાણી ભગવાનના માનવદેહને સ્પર્શી ગઈ. એમનું હૃદય કરુણાથી છલકાઈ ઊઠ્યું. આંખના ખૂણેથી પ્રેમધારા વહેવા લાગી.

'ધન્ય ! દંપતી ! ધન્ય !' ભગવાને માયાનિદ્રાથી બ્રાહ્મણ દંપતીને પોઢાડી દીધું અને પોતે ઊભા થઈ ગયા.

બ્રાહ્મણીના કેશવિહીન મસ્તક ઉપર પોતાના કૃપાળુ હાથ મૂકી ગદ્‌ગદિત થઈ બોલ્યા : 'માતા ! તને ધન્ય છે.'

જગતનો નાથ અકિંચન બ્રાહ્મણીને 'માતા' કહે છે અને બ્રાહ્મણ ભક્તના શરીર ઉપર હાથ ફેરવતાં તે પરમસુખ પામે છે. કુટિરમાં ચારે તરફ નજર કરે છે ને ભગવાનનું અંતર ભાવથી નાચી ઊઠે છે. લક્ષ્મીપતિની મધુર વાણી વહેવા માંડે છે : 'માતા ! તારા કપાએલા વાળ પૂર્ણ થાઓ. તારું શરીર પરમ સૌંદર્યથી દીપી ઊઠો.'

પ્રભુના આશીર્વાદનો ધોધ વહેતો હતો. જગતના નાથનો આનંદ સીમા ઓળંગી રહ્યો હતો. પરમાત્માનો કંઠ, ભક્તને માટે, બધાં બંધનો છોડી આજે છૂટો થયો હતો : 'તમે બન્નેએ મને જીતી લીધો છે.'

બ્રાહ્મણી સવારે જાગી. અવાક્ બની ગઈ. બ્રાહ્મણ દામોદર જાગ્યો. સ્તબ્ધ બની ગયો. અહીં કુટિર નહોતી, રાજમહાલય હતો. બ્રાહ્મણી ગઈ કાલની બ્રાહ્મણી નહોતી, દેવાંગના સમી કો' રમણી હતી. દામોદર ગઈ કાલનો ભિક્ષુક ન હતો. આ પરિવર્તન શું ? આમ કેમ બન્યું ?

'અરે ! કોઈ સાધુને શોધો ! એને પૂછો ! આ બધું છે શું !'

બંને બેબાકળાં થઈ નવા આવાસના ખંડેખંડમાં ઘૂમે છે, સાધુને શોધે છે. સાધુ મળતો નથી. સમૃદ્ધિની રેલમછેલ તેમને પોતાની લાગતી નથી. બંને સંકોચ પામે છે, દૂર ભાગે છે. કોઈ વસ્તુનો સ્પર્શ કરતાં નથી.

'ગઈ કાલના અતિથિ ખરેખર સાધુ હતા કે....'

ભકત સમજ્યો પાગલ સમો બની ગયો. ચીસ પાડી બોલી ઊઠ્યો

'મારા નાથ ! તેં મને છેતર્યો. મારી સામાન્ય સેવાનો આ બદલો મારા પ્રભુ ! મારે આ કંઈ ના ખપે મારે તો તારા ચરણની [illegible] જોઈએ.' દામોદર સાનભાન ભૂલતો જતો હતો. બ્રાહ્મણીએ પતિને [illegible] લીધો. દામોદરની આંખમાંથી તો ચોધાર આંસુ રેલાતાં હતાં. એની નજ[illegible] તો ચારે તરફ દયાળુનાં દર્શન માટે વલખાં મારતી હતી.

પ્રભુ તો સર્વ સ્થળે બિરાજે છે ભકતની આ દશા આનંદપુલકિ[illegible] બનીને પ્રભુ નિહાળતા હતા. જાણે કહી રહ્યા હતા : 'સાત્વિક જીવો

મનુષ્ય દેહનું આયખું પૂરું કરો. મારા આશીર્વાદને ભોગવ[illegible] તમારા અંતકાળે તમને વૈકુંઠધામમાં લઈ જવા હું આવીશ.'

પણ મહેલ સમા આવાસમાં ઊભેલાં પતિપત્ની આક્રંદ કરતાં હત[illegible] 'નાથ ! તમારાં દર્શન વગર દિવસ કેમ જશે ? આટલો વિલંબ શા માટે[illegible]

ભકતોની આ આરઝૂ આજકાલની નથી, સૃષ્ટિની [illegible] ત્યારની છે, સનાતન છે.



(૭)

# રઘુ ઢીમર



'બેટા ! તારી વાત કેવી વિચિત્ર છે !' માએ આશ્ચર્યથી પૂછ્યું.

'વિચિત્ર તો છે. પણ હવે આપણા ધંધામાં મારો જીવ લાગતો નથી.' રઘુએ કહ્યું.

માએ પુત્રવધૂ સામે જોયું. એ પણ સ્તબ્ધ બની પતિને જોઈ રહી હતી. રઘુની ધેલછા આ બંનેની સમજમાં આવતી નહોતી. ઢીમર જાતિના કોઈ સંતાને આ પ્રકારની ચર્ચા કદી કરી નહોતી. કરી શકે જ નહિ; કારણ કે, એ તેના લોહીના સંસ્કાર બહારની વસ્તુ હતી. માછલીઓ પકડવી, એને વેચવી એ તો ઢીમરનો ધંધો હતો. પેઢી-દર-પેઢીથી ઊતરી આવેલો એ ધંધો હતો.

'મા ! હું જાણું છું કે ઢીમરનો આ ધંધો કરીએ છીએ ત્યારે જ આપણું પોષણ થાય છે. પણ...' આગળ વિચાર કરતાં રઘુ કંપી ઊઠ્યો.

રઘુની માએ, રઘુની સ્ત્રીએ આ કંપ જોયો. અને બંને વ્યાકુળ બની રઘુની સામે તાકી રહ્યાં.

'બેટા, ઢીમરનું લોહી માછલીના વિચારે કંપે નહિ. તને શું થયું છે ?'

'મને ? મને મા, જાણે માછલીઓ કહી રહી છે, 'અલ્યા ઢીમર, અમે તારું શું બગાડ્યું છે ? અમને શા માટે કમોતે મારે છે ? અમે કોઈને હાનિકર્તા નથી. નદીના મીઠા, નિર્મળ જળમાં અમે સરળ જીવન જીવીએ છીએ. અમને મારવા તું રોજ ને રોજ શા માટે દોડ્યો આવે છે ?'

રઘુની પત્નીએ ઉશ્કેરાઈને કહ્યું :

'તમારું તો ફટકી ગયું છે. માછલીઓ વળી બોલી શકે ખરી ?'

'હું એને બોલતાં સાંભળું છું.'

રઘુની પત્નીને આ જવાબથી સંતોષ ન થયો. એ તો સાસુને પૂછી રહી : 'તમારા આ દીકરામાં ઢીમરનું લોહી છે ?'

બિચારી માએ રઘુને ખૂબ સમજાવ્યો, પણ રઘુ અડગ રહ્યો. જાળ લઈને નદીએ જઈ માછલાં પકડવા એનું મન ના પાડતું હતું.

એ સૂનમૂન બની બેઠો હતો.

જાતજાતની રંગબેરંગી, નાનીમોટી માછલીઓ એની આંખો સામે નાચતી, કૂદતી, ઊછળતી જાણે કહી રહી હતી :

'અમને નિર્દોષને મારનારને ઈશ્વર કદી માફ નહિ કરે !'

રઘુ વ્યાકુળ બની જતો : 'હરિ, હરિ, ! મારે શું કરવું ? એ બોલી ઊઠતો. એની મા અને વહુ રઘુના આ વર્તનથી કંટાળી જતાં. રઘુ એમને પાગલ જણાતો : 'ઢીમરનો દીકરો માછલાં નહિ મારે તો કરશે શું ? કુટુંબનો નિર્વાહ ચાલશે કઈ રીતે ? કાંઈ સમજે છે કે નહિ ?'

એક દિવસ, બે દિવસ, ત્રણ દિવસ. રઘુના હૃદય સુધી માની દલીલો પહોંચતી નથી. સ્ત્રીનો રોષ સ્પર્શતો નથી. ઘરમાં હતું તે બધું આજ સાફ થઈ ગયું. હવે કમાણી થાય તો જ અનાજ ખરીદી શકાય એ સ્થિતિ આવી પહોંચી હતી.

'બેટા ! હવે તો ઘરમાં અનાજનો એકે દાણો નથી.'

રઘુના હૈયામાં ખળભળાટ જાગ્યો.

'તમે ભૂખ્યા રહો, પણ પનારે પડેલાંને શાને ભૂખે મારો છો ?'

રઘુના અંતરે કાળી ચીસ પાડી અને ઘરમાં હિલોળા લેતી કારમી ગરીબાઈએ અટ્ટહાસ્ય કર્યું. એ અટ્ટહાસ્યની ભીતરમાં રઘુએ જે જોયું એથી તો એ બહાવરો બની ગયો. ભૂખથી જાણે મા મરી રહી છે, પત્ની તરફડી રહી છે, જળવિહોણી પેલી માછલીઓની જેમ ! માછલીઓનો સંબંધ તો માન્યતા ઉપર હતો, કુટુંબીઓનો સંબંધ તો લોહી સાથે હતો. એ ઊભો થઈ ગયો. ખૂણામાં પડેલી જાળ તેણે ઉપાડી અને એ નદી તરફ દોડ્યો. ઘરના માણસોને મરતાં જોવાની હિંમત એનામાં નહોતી. એનો નિર્ણય ડગી ગયો હતો.

પણ વ્યક્તિનો નિર્ણય જો અણિશુદ્ધ સાચો હોય તો એ ટકી રહે છે. એને અણધારી મદદ સાંપડે છે. નિર્ણયની સચ્ચાઈ નિર્ણય કરનારને અને નિર્ણયને ઉગારી લે છે. રઘુએ જાળને નદીમાં જ્યારે ફેંકી ત્યારે તેને ખાત્રી હતી કે અનેક માછલાંઓ એ જાળમાં ફસાઈ જશે. આખા પ્રવાહને આવરી લે એવી મોટી જાળ રઘુ પાસે હતી અને એમાં અનેક મચ્છીઓ સપડાઈ જતી. આજે તેણે જાળને પાછી ખેંચી ત્યારે તેમાં



માત્ર એક જ માછલી હતી. મોટી અને તે પણ સુવર્ણરંગી ! નદીમાં આ પ્રકારની માછલી કદી જોવા મળતી નહોતી. રઘુને ભારે આશ્ચર્ય થયું. માછલી પકડીને એ તેને ફેરવી ફેરવીને જોવા લાગ્યો. કદમાં મોટી હતી. દેખાવે સુંદર હતી. વજનમાં પણ ખૂબ ભારે હતી.

'આ એક જ માછલી સારા ભાવે વેચાશે તોય આજની ચિંતા ટળશે.' રઘુએ વિચાર્યું હતું. રઘુ માછલીને ટોપલામાં મૂકવા લાગ્યો ત્યારે એ ચમક્યો. માછલીના મોંમાંથી અવાજ આવી રહ્યો હતો :

'નારાયણ ! રક્ષા કરો.'

'માછલીના મોંમાંથી 'નારાયણ' શબ્દ ! રઘુના ભક્તહૃદયે ઉછાળો માર્યો. પત્ની અને માના વલોપાતે રઘુના સંસારી હૃદય ઉપર જે આવરણ આવીને બેઠું હતું તે 'નારાયણ' શબ્દસ્પર્શે ભેદાયું.

એનું અંતર કાળી ચીસો પાડવા લાગ્યું : 'અરેરે ! હું કેવો અધમ ! પેટ ભરવા માટે મારે રોજ હિંસા કરવી અને તે પણ આ જીવોની કે જેના કંઠમાંથી 'નારાયણ' શબ્દોચ્ચાર થાય છે !'

એકદમ લાગણીવશ બની રઘુએ એ માછલીને બાજુના ઝરણામાં